# છંદ છપા અને સવૈયા વગેરેનો સંગ્રહ. ૨૦૪૧

કવી સામળભટ આદી

બીજા ઘણા જુના અને વીદ્વાન કવીયોના બનાવેલા ન્યાય નીતી અને ધરમના વીષયો ઉપર ઘણાજ સરસ તે


અમદાવાદમાં

કાગદીઓળમાં ખોડાઢોરના મકાનમાં

અમદાવાદ "વિક્ટોરિયા પ્રેસમાં"

છગનલાલ ઉમેદચંદે છાપી
પ્રસીધ કીધો

સને ૧૮૮૪ ૧૯૪૦ કિમત રૂ૧—૦—૦

# નરભે રામના છપ્પા.

---

## પ્રેમ વિષે.

નથી નિપજતો પ્રેમ વાડીમાં પાણી પાતાં; નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાંથી તાતાં. નથિ મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે નથી મળતો કાંઇ પ્રેમ ભાંગતાં વાટે ઘાટે. નથિ મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની; કહે નરભો પ્રેમ પુગે મળે, કૃપા હોય શ્રીરામની. ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફુલી; કહાન કહાન કહી ફરી; ભાન દેહીનુ ભુલી; પ્રેમ વિદુરની નાર, નાહાતાં નાગી થાઇ; એ લક્ષણ પ્રેમનુ, જઇ ભેટી જદુરાઇ. તે ગર્ભને કાઢી નાંખતી, છોતાં મુખે ધરાય છે; કહે નરભા પ્રેમનુ પારણુ, છબીલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી; જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધિ ખાચડીને ભાજી. જેને પ્રગટયો પ્રેમ, પ્રેપને તે નર જાણે; જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે, મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતીભર જેહને; કહે નરભેરામ ગુરૂ થકી, નિત બલીહારી તેહને. ૩

કરીને યજ્ઞ અનેક, વ્રત વીધી બહુ પાળે; વળી આપે ગોદાન, હાડ હિમાળે ગાળે; ગીત વેદનાં ગાય, તિર્થ બહુ ફરી આવે; દધી દુધ ઘ્રત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે; એવાતે સુકૃત કીધાં ઘણાં, શું આપુ જીમુ ગણી; કહે નભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી.

ખારા જળનો જીવ. મિઠા જળ માંહે મરે છે; મિસરી
ઓઠી ઘણી, ગધ્ધાના પ્રાણ હરેછે; સિંહણ કેરૂં દુધ, કન
કને પાત્રે જામે; બીજી ધાતુ બહુ, માંહિ વિરામ ન પા
મે; છે એમ હરી રસ આકરો, પ્રેમીને દિલ જઇ ઠરે.
કહે નરભેરામ ગુરૂ થકી, હરિજનને વિસ્મય કરે ૫
નથિ પ્રતિમામાં માલ, નથી પીતળમાં પેઠો; કનકની મુ
રતી કરે, નથી ઇશ્વર માંહી ભેટો. નથી ધારોમાં પીર,ન
થી શ્રાવકને દેરે; અસલ જુએ નહી કોઇ, સઉ નકલો
ને હેરે; છે રામ નામ અક્ષર અસલ, બીજુ નકલ કેહેવા
ય છે; કહે નરભેરામ ગુરૂથકી. પ્રેમે પ્રગટજ થાય છે ૬
શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે; આઠ પહોરદી
ન રાત, જઇને ઝીકાઝીકે. વાણી મધુરી વદે, મોર
ના જેવી કહીયે, સર્પ વીંછીને ખાય, ઝેર એવુ હઇયે;
જો રામ રટણ કાંઇ નહી કર્યું તે ગવાર છે તેડીયા; ક
હે નરભો ખરને લાભશો, મિસરી ભરકે મેલીયા. ૭
જુવતી જગને કાજ, જુઓ પનઘટ પર જાવે; જેને જે
વો અરથ. તેટલુ તે જઇ લાવે; ભાણે ભરચાં પકવાન,
ભુખ સમ ભોગ કરે છે; હદ આવી જે વાર, હાથ આડ
ધરે છે; ભાગવત પકવાન પાણ ભટ કહે, અક્ષર એકજે
દી પળે; કહે નરભેરામ ગુરૂ થકી સત્યવસ્તુ તેને મળે. ૮
પ્રજા પતીની ખાડી, રાંડ શીદ હરીજન જાણ્યો; પેટ ભ
રે કરિવિષય, એહમાં શું કમાયો; નિદ્રા મૈથુન આહાર,
માંહિ તે શું થયો રાજી; એ પ્રાણી સર્વને, વિચારીજો
ને રામ રટણ કાંઇ નવ કર્યું, અંતે કારજશા

ર્યો; કહે નરભો પેટ સર્વ ભરે, અધાં બિલાડા કુતરા. ૯ ગળ નિસરી બાહાર, ચાલતો માહા સુખ માણે; ન હી શત્રુ નહી મિત્ર, વિશ્વને સરખું જાણે; પુંછે ભસે બ હુ શ્વાન, કેટલાં બેશી રે'હે છે; મેગળને નહી માન, માન અપમાનજ દે છે; એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે. કહે નરભેં દાસ ગુરૂથકી, હરિજન સઘળા શ્વાન છે. ૧૦ ભઠ પડયો અવતાર, જેની પર નારે પ્રીતી. ભઠ પડયો અવતાર, જેની ચાલ અનીતી. ભ ઠ પડયો અવતાર, હરીગુણ ગાતાં લાજે. ભઠ પ ડયો અવતાર, કોઇના સુખ જોઇ દાઝે; વળિ ભઠ પ ડયો અવતારજે, મોહયો મોટમ માનને; કહે નરભો રા મ રટયા નહી, શિદ વાણસાડયુ ધાનરે ૧૧ ધાન ખાધુ તે ધુળ, નહી વાહાલા રઘુરાય; ધાન ખાધુ તે ધુળ, વ થ વીષયી થાય; ધાન ખાધુ તે ધુળ, પાપ કરિ પેટ ભરેછે ધાન ખાધુ તે ધુળ, ઘાત વિશ્વાસ કરે છે. સામાનુ સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાનરે; કહે નરભો ફટ ઘધે ડીના, શિદ વાણસાડયુ ધાનરે. ૧૨ કરજોડી કહુ કથણુ સાંભળો અક્ષર મારો, મનુષ્ય દેહ દઇ ભલે, શીદ બ્રા હ્માણ અવતાર્યો. અણસમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો. મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો. જે જમે હજાર સાથે થયુ, તેના ધરૂખુ શોકને; કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપુ લોકને. ૧૩ કોઇ કેહેશે એ મ, હાથ તો શીદને ધરીયે; હાથ ધરે જીવાય નહી તો, પેટ ન ભરીયે; ધરીએ નહી જો હાથ, ન વસ્ત્રાં કેમ

ફરાગ; હાથ ધર્યો પરતાપ, ટાઢ તડકો તે જાય; જન નર
ભે તો નિશ્ચય કર્યું. હાથ ધર્યામાં ધીક છે; ૧૪ વગ
ર મેનતે ખાય, પારકા માગી મેવા; વગર મેનતે ખાય,
હરાયા સાંઢો જેવા. જીવે તે પારકુ ખાઇ, એહ અવતાર
ન સારો. જોતા નથી વીચારી, લાભ લુટાયે મરો, જેમા
લ પારકે ખાઇને, મુરખ હૈયે અકળાય છે; કહે નરભો
લાભ ખપ્પો જુએ, નાગો શું લુટાય છે, ૧૫ ખાર તણીભુ
મીમાં, સોમણ બાજરી વાવી; ખાર બધુ ખાઇ ગયો, પા
છી પાશેર ન આવી; વિવેક સમજ્યો નહી, પાત્ર કુપાત્ર
ન જોયુ; ખાધુ તેણે પચ્યુ, ખવરાવ્યુ તેણે ખોયું; સઘ
ળી ભુમી સરખી નથી, કઇ છાયા કઇ તાપની; કર નર
ભો કુપાત્ર થાય તો, દસુદ આવે પાપની. ૧૬ જાચક જીવ
ન ધીક, વગર મેનત જે જીવે; જાન જાચકે થાય, જુવો
દેખાડુ દીવે; માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે;
જાચકને નોતરી જમાડે ઘીની ધારે; કહે છે નરભો મોટ
મ પણે, લાખો જર લુટાય છે. ૧૭

ઘડપણ વિષે.

સંવત અઢાર ચોવીશ, હતા બેઠા ઘર માંડી; બતરિશ
માંટો મુઆ, રાંક જીવ્હા તે રાંડી. નહિ સાંભળુ કહે કા
ન, ચરણ કહે હું નહી હીડું. તેજ નેત્રનુ ગયુ, વાંનુ
વળીયુ મીડું; તાણુની સાલ વૈશાખ, સુદી પાંચમ જેજા
ણુ, રામે પાછુ વાળ્યુ હતુ, આવ્યુ જે આણુ, એક વાર
જ પાછુ વાળીયુ, વળી વળીને કેમ વાળશો; જન નરભા
રટ તું રામને, કાળ ચપેટી મારશે.

## ચોભઉહાસ

ચોપાયા છંદ,

સાંભળીને શીખામણ માહારી, પાપી પ્રાણ અભાગી, સુખ મેલીને દુખના દાહાડા, મરવા લેછે માગી. માથાઉ પર મરણ ભમે છે, એ લીધા કે લેશે; આંખે તો અં. ધારી બાંધી, ભોગમ મારજ દેશે. ૧ સાત પેડીનુ સ ગુ સાગવુ, કોઇ ન આવે આડે; બેઠાં બેઠાં જોશે રોશે, જા ણે લુટયાં ધાડે. પ્રાણ ગયા તે કોઇ ન જાણે, સર્વ પડયું રેહેશે; વાલાં હશે તે વેરી થઇને, કાઢો કાઢો કેહેશે. ૨ શોં ધુ શાણનુ સાદરકુ ને, કાચલી કેરો કડકો; આવ્યા મધ્યે એજ આવશે, દેશે બાહાર ધબડકો; ખડકે જઇને ખડ કશો ને, ચોરી બાંધશે ચણી, જોડવાણી તો ઘણી ગોડવ. શે, બંધી કરશે ઘાણી; ૩ સોડ તાણીને સુવારશે ને હ ઇડે મુકશે બોડ; મોઢેથી પરજાળશે ને, વાના બાંધશે ઓઢ, કંચન સરખી કાયા ઉપર, ભડકે હોળી બળશે; મા ત પીતાને દારા બંધુ, વળાવીને તે વળશે; ૪ કાગારોળજ કરતાં કરતાં, જઇને જળમાં નાહાશે; પુંઠેથી વા આવ શે, તે ભભુત ઉડી જાશે. મુવા પુંઠે ચોથે દાહાડે, ક્રિયા કરવાની પેર; સવાયા કે દાઢા કાડી, નાત તેડશે ઘેર; કરશે એની લાજ ઇજતને, તારૂ તારી સાથે; પુન્ય હશે તે કીધુ પામીશ, હેત સહીત નિજ હાથે. શ્રાદ્ધ સરાવીસ ગાં સ્નેહી, કરશે વડી વડાઇ; ચોરે ચઉટે બેઠાં હાંકે,બ હુ ખરચની બડાઇ; ગયાજ ખાતે વાવરીયું ને, રહ્યા ખાતે. તે રહીયું; દુખ લાગે તે બેહેહુ લાગો, કેહેવુ હતુ તે ક

હીયુ; તેથી પુછો દીવાકરને, ઉપજયા ખબ્યા અનંત; કહે પોભણુ સેવો હરી ગુરૂને, સત્ય સગાતો સંત. ૭

## નરશીંહ મેહેતાના પદો.

આત્મજ્ઞાન વીષે. રાગ પ્રભાતી. પદ ૧.

જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જુઠી; મનુષ્ય દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટી વુઠી: જ્યાં. ૧ શુ થયુ સ્નાન સેવાને પુજા થકી, શુ થયુ ઘેર રહી દાન દીધે; શુ થયુ ધરી જટા ભસ્મ લેપન કરે, શુ થયુ વાળલોચન કીધે. જ્યાં ૨ શુ થયુ તપને તીર્થ કીધા થકી. શુ થયુ માળે ગ્રહી નામ લીધે; શુ થયુ તીલકને તુળશી ધાર્યાથકી, શુ થયુ ગંગજળ પાન પીધે; જ્યાં, ૩ શુ થયુ વેદ વ્યાકરણ વાણી વદે, શુ થયુ રાગને રંગ જાણે; શુ થયુ ખટ દરશન શેવાથકી, શુ થયુ વરણના ભેદ આણે; જ્યાં. ૪ એ છે પરપંચ સહુ પેટ ભરવાતણા, આત્મારામ પરીબ્રહ્મ ન જોયો; ભણે નરશીયો કે તત્વ દરશન વિના, રત્ન ચીંતામણી જન્મ ખોયો. જયાં. ૫

પદ ૨

અસ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદ કેરૂ બીરૂદ આલે; ઘર વચ્ચે પુત્ર વીના જેવુ પારણુ, વર વીના જેહવી જાન માલે. અ૦ ૧ વ્યાપીને વેદના વીશ્વની નાટકે, ઠાલો ગગનમાં મેઘ ગાજે; હરીને જાણ્યા વિના હરીફેરો જન થયો, વાત પકવાનથી ભુખન ભાજે. અ૦ ૨ તુ એમ જાણે જે હરીજન હું થયો, વિષ્ણુપદ

આધ્ય થયો ભક્ત ભવમાં; કરણી તો કાગની હોડ કરે હું શની, હુંશને તો હશી કાઢેજ લવમાં. અ૦ ૩ પંડમાંય ભુ પણ પ્રગટ પેખે નહી. પ્રગટ બ્રહ્મને દુરભાળે; અગણીત બ્રહ્મનુ ગણીત લેખુ કરે, દુષ્ટ ભાવે કરી માળી આલે. અ૦ ૪ જો નિરાકારમાં જેહનુ મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતી ભાગે; દાસ નરશીયો તે તને શરણ નમે, જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. અ૦ ૫

## પ્રીતમદાસનો કકો.

કક્કા કર સદગુરૂનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ; અંતરમાં અજવાળુ થાય, માયા મનથી દુર પળાયે. લીંગવાસના હોયે ભંગ, કક્કા કર સદગુરૂનો સંગ. ૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રી મુખે કહી સક્ષાત; જ્ઞાની મુની જોગી જતી, ગુરૂ કૃપાવિણ સિદ્ધ નથી. જન્મ મરણની ટળશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત. ૨
ગગ્ગા ગુરૂની શેવા કરો, પરનિંદા પરધન પરહરો; પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતા રામ એશી ખામણુ ચીતમાં ધરો, ગગ્ગા ગુરૂની શેવા કરો. ૩
ઘઘ્ઘા ઘણુ કહે શુ થાય, ભવ તરવાનો એ ઉપાય; સમજીને સંસય ટાળવા, બાહ્યા ભ્યંતર હરિ ભાળવા. જોતાં જીવ દશા તો જાય, ઘઘ્ઘા ઘણુ કહે શુ થાય. ૪
નન્ના નિર્મળ તેની દશા, જેને હરી રૂદયમાં વશ્યા પોતાના અવગુણને હણે, પરના તો રૂદીયે ન ગણે, કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતો સૌ, માથે મરણ તણો છે ભે; આ

સાર, ગાફલ નરતો ખાશે માર; જોતામાં જોબન તો ગયું, ઢઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪ રેણા રાણ ચોરાશી તણું. તેનુ વ્યાજ વધે છે ઘણું; દાણા ગણતાં ડુબી ગયો, દેવાળુ કહીને રહ્યો. જગ ઠીકર કરશે તાપણું રેણા રાણ ચોરાશી તણું. ૧૫ તત્ત તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો ક્યાં તું જાશ. ખેપ કરીને ખેંગી કાઢ. હુશીક હોય તો લાગે હાડ. મુરખના મનમાં નહી ત્રાસ, તાત તારૂંઆપ તપાસ. ૧૬ થથ્થા થિરતો રેવું નથી, કોણ રંક કોણ પ્રથ્વી પતિ; આજ કાલમાં જાવુ સહી, ખોટો ઉચાટે રેવું નહીં; આવખું ભાજ કમળાપતિ, થથ્થા થીરતો રેવું નથી. ૧૭ દદા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ. પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાન દિપક ઘટમાં અજવાળ; અંતરનો ટાળ ભ્રમભેવ; દદા દેહ દેવળમાં દેવ; ૧૮ ધધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર; શબ્દ તણી ઝાલજે સમશેર, શત્રુદળમાં પાડે ભેળ; સદગુરૂ બકતર પેરશરીર, ધધા ધારણ ધરજે ધીર. ૧૯ નના નિશાન ગુરૂનું છે ખરી વીર પગ રોપીયે; કાયર નરનું નહીં ત્યાં કામ, શુરવિરનો સાચો સંગ્રામ; ભલા નઈં આ જગમાં જોય નન્ના નીશાન ગુરૂનું છેયે. ૨૦; પપા પુરાતની જે મીત મેરૂ ચળેપણ ન ચળે ચિત; મરની પેર અતિ ચળી રહે, સ્તુતિ નિંદા ને સુખદુખ સહે નાગારાણને નીરખે નીત, પપા પુરાતની જે મીત; ૨૧ ફફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરી સમરણ કરો જન્મ મર

ણમાં આવેનહી, જેનુમન વશીયુ હરી મહી, જઠરા વાસ ફરી નવ કરે, ફરી ફોગટને કોણ ફરે. ૨૨ બ બા બોલે તેને જાણ, મુકોદને મનની તાણ, કુમારૂ રૂદયેથી ટાળ, પરમારથમાં પીડજ ગાળ; દયા દીનતા મનમાં આણ, બબા બોલે તેને જાણ. ૨૩ ભભા ભ જન થકી ભય ટળે નીશે કાળ કરાળ નગળે; ભેખધરે જે શીખીથાય. ભાંડ ભવઈયા વઈકુંઠ જાય; જેવો ભાવ તેવુ ફળલહે, ભભા ભેખ અંતર ઘટ રહે ૨૪ મમા માયા મનની જાણ, મારૂ તારૂ ખેમા તાણ; સઘળે સરખો આતમરામ, સાંચાવાંચા મનનુકામ; માટેમન તારૂ વશ આણ, મમા માયા મનની જાણ. ૨૫ જજા જીવ પાણ્યુ જેહને, સંશય શોક સદા તેહને; આનમ બુધી ન ઉપજે કદા, અશા ત્રશ્ના બહુ આપદા; દેહ દર શી દખે દહને, જજા જીવ પણુ જેહને. ૨૬; રેરારામ ભજનમાં રહે, બીજુ બકવુ મુકીદ; વળતો શીદ વેદછે વાત,નીર વલોવે નાવે સ્વાદ; હરીનુ ધ્યાન હે ગ્રહે, રે રા રામ ભજનમાં રહે. ૨૭ લલા લેતુ આતમ લાવ, ફરીફરી નહી આવે દાવ; છતી બાજી હારીશ નહી, સમજુને શીખામણ કહી; હવેન ચુકીસ આ વો દાવ, લલા લેતુ આતમ લાવ. ૨૮ વવા વેદ વચન નીરધાર જે શીખેને પામે પાર. ઉચ નીચનો અંતરનથી, સમ જાને પામ્યા સદ ગતી; સંશય સઉ તજવો અહંકાર, વવા વેદ—વચન નિરધાર. ૨૯ શશા સાધન સરવે મતું, જેતું ચિત હરી ચરણે રહયું હરતાં ફરતાં હરી

નું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન; કોટી વીઘન ભાગ કુકૃત થયું સશા સાધન સર્વે થયું ૩૦ ખખ્ખા ખાં ડનાં ખીબાં ભરે. કોયલ કાગડો કુંજર કરે; મીન મગ ર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત; મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડના બીબાં ભરે. ૩૧ સસ્સા સગળે સુંદર સ્યામ હરી વિના નહી ઠાલે ઠા મ; અનેક રૂપે એનાં નામ, આદ અંતે એકજ રામ; જો સમજે તો પુરણ કામ, સસ્સા સગળે સુંદર શ્યામ. ૩૨ હહ્હા હરી ભાળો ભરપુર, દેષ કર્મ તો રહેશે દુ ર; રવિ ન રજની નહિ શી કાળ, તેમ આતમા પુરણ ભાળ; નિર્મળ નયણે નિરખો નુર, હહ્હા હરી ભાળો ભ રપુર- ૩૩ સઉ અક્ષર સંપુરણ થયા હરી ગુરૂ સં તે કીધી દયા; અક્ષર અક્ષર આતમ બોધ, જો સમ જે તો ટાળે વિરોધ; સંવત અઢાર બત્રીની સાલ, ચઇત્ર સુદી સાતમ શોમવાર. ૩૪ સંદસર સાધુનું નામ, ઠાકોર કુંજબિહારી ધામ; પ્રાતમ પ્રેમે અક્ષર કહ્યા, હરી ગુરૂ સંતે કીધી દયા. ૩૫

## અખા ભગતના છપા

અગમમજ્જુ બીજું ઝાંખરૂ, જ્યાં અટકે ત્યાં વળગે ખરૂ પ્રકૃતિ મળેતો ત્યાં તે અડે, નહીં તો પાછું વાટે પડે. એમ અખા સઘળો સંસાર, ઝમર ઝાંઝે કરે વ્યાપાર ૧, ભાષાને શું વળગે ભુર, જે રણમાં જીતેતે શુર; સંસ્કૃત બાલ્યાથી શું થયુ, શું પ્રાકૃતથી નાશી ગયુ. બાવન ના સગળો વિસ્તાર; અખા તેપનમો જાણે પાર, ૨, સ

છત્ર જાણી માયાનો કુંડ, ત્યાં નર ફેરી પડે મતિ મુંઢ; શાણ્ ગારી વાણી સહુ ગાય, મોઢા જીવ સાંભળવા જાય; અખા શું વાંચ્યુ સમજ્યો કશું, આંખનું કાજળ મોઢે થયુ. ૩ બહુ લિખ્યાં છે શાસ્તરનું જાણ, ભોર રાશીનાળ મુકે નિજ લાભ; તેમ બુદ્ધીયે રુચ્યા ગ્રંથ મ મતે સહુ વધારે પંથ; શુદ્ધ જ્ઞાન તો આતમ સુજ,અ ખા અનુભવ હોય તો બુઝ. તપ તીરથ દેહ દમવા કાજ, જાણ્યું ઉનમત આવેશાજ; ફળ સાંભળીતી કીધુ ખરૂં, પણ હરીનું કારણ પરહર્યું; અખા સર્વે એ મ નની તોર, કોડો વટાવ્યે નાવે ગોહોર. ૫ જ્ઞાન વિના ભકતી નવ થાય ચક્ષુ હિણા જ્યાં ત્યાં અથડાય તે માટે જ્ઞાની—ગુરૂ કરો; હરિ દેખાડે સાબરે ભર્યો; ગુ રૂજ અખા નવ જાણે રામ તે શિષ્યને શું આપે ના મ. ૬ અણે જે ગતથી અળગું કર્યું, જીવન મુ કી ગ્રંથક આદર્યા ગ્રંથનું સમુ મીઠું કાંઇ નથી, સાર માંથી સાર કાઢ્યું કથીઃ પ્રત્યક્ષ પરોક્ષ જીવતાને જો, અખા મુવો તે નિરમે રહે. ૭ કોઇ કહે મોટા મહા દેવ, કેઇ કહે વિશ્ણુ અવરણ મેવ; કોઇ કહે આદ્ય ભ વાની સદા, બુધ કહે જીના દેવાયદા; જઇન કર્મની દે છે શિખ યવનો માને હક્ક્મે શરીફ. અખા સહુ ખાં ચે બાકરો. કોઇ ન વાત તપાસે ખરી. ૮ લોહનો કા ળ રૂપાના દેવ, એક દેશમાં થાતી સેવ; તેમાં આવી પારશ રહ્યો; સર્વે સાજ સોનાનો થયો; ઉતમ મધ્યમ જ્ઞાનજ વડે; અખા સર્વે હરિ નીમડે. ૯ અખા સમ

રૂપા સરખી ખરી. જે સમજે તે નીપજે હરી; ઊંડુ
જળમાં રત્નજ પડ્યું કેમ ડપકી ખાય કને તુમડુ;
છોડ તુંબીફળ જડશે રત્ન, કરતું પ્રેમ સહીત પ્રયત્ન ૧૦
શિક્ષા લોક ટાંકી ચીતરી. આણ—ઘડી બીજી મેલે ભ
રી; બે નાંખી ઊંડા જળ—દીશે, બેઉયે સરખી તરવા
વિશે; પંડીત જડ સરખા નીમડે, આખા દ્રષ્ટાંતને રૂપક
ચાડે. ૧૧

સાચા વિશે છપા

જટા ધરે વડ—વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા; જળચ
ર જળમાં નહાય. ધ્યાન ધરવા બગ ધાયા, ગાડર મુંડા
વે શીશ, અજા મુખ દાઢું રાખે; ગર્દભ લોટે છાર, શુ
ક મુખ રામજ ભાખે; વળી મૌન તજેછે માનની, શ્વાન
સકળનું ખાયછે; ભટ શામળ કહે સાચા વિના; કોણ સ્વ
ર્ગ માં જાયછે, ૧ ઊંચું ભાળે, ઉટવાગોળ નીચું ન્હા
; તરૂવર સહેછે તાપ, પહાડ આસન દ્રઢ વાળે; ઘર કરીને
ન રહે નાગ, ઊંદરો રહે છુપાને; નાંળી કર્મ ગજરાજ, ભક્ષ
ફળ પત્ર કપીને; ઇશ્વર અનુભવ વીણ નવ મળે સોહ
જ ભાવના ભાંગછે; શામળ કહે મન સિદ્ધ તેહને, કો
થરોટ માંહે ગગ છે. ૨ સિંધ્ધ મુંડાવ્યાં શીશ કરી ઉઘા
ડી કાયા; ફરી માગવી ભીખ; ન મેલી કોઇએ માયા,
વરતી બાણાએ વેષ, લસાણા લેશ ન લેતા; કાયા માયા રા
જ, ફરે ધર્મ લાભ કહેતા; વિશ્વંભર તેથી વેગળા, જ્યાં
લગિ મન ભામિની ભજે; શામળ કહે સાચો સાધ તે
અમતાને માયા તજે. ૩

## શમસાઓ

જીવવિનાના જાત, બેય પાસેથી સરખો; જરાય મુખ નહી ઝેર, પંડીતે તેને પરખ્યો. નર નારીની કંમર રહે વીંટી તે વારૂ; વસ્ત્ર તણુ વીવેક, શુસોભા સગળી સારૂ. ચીસો પાડે ચારે મુખે, દયા ન આવે દેહમાં; શામળ કહે પંડાત પારખો, નર નારીના નેહમાં.

હીચોળાખાટ

ગુણમય ગોળાકાર, અધિક અમ્રતનો ભરિયો; ચીચો સહસ્ત્ર દશ વીશ, કાળોસ તે નરને કરિયો. જો કોઇ પસે જાય, નાર દુઃખ તેને દછે; અહો નિશ આઠે જામ, અધર રસ તેનો લેછે. તે નરને મારે પારધી, રૂધીર સરવ જન ખયછે, શામળ કહે માંસ રૂધિર સદા, ચઉટા માં વેચાયછે.

મધપુડો.

મોતી ને અનુમાન, પ્રથીપર આવી પડિયો; કો જાણે કેનો માલ, કંથ મારાને જડિયો. સોંપ્યો માયે હાથ, ભલા ભોજનમાં મળિયે; ચોરી ગયો કો ચોર, કોઇ નર નારે ગળીયો. ફરી કોટી જતનથી નવ જડયો, લખ જન જોતા લીખીએ; શામળ કહે સોધ્યો નવ મળે તો શો ઉતર દીજીએ.

લવણ અથવા મીઠું.

નારી નીરખી નીચ, જુઓ લક્ષણ કહુ જેના; અંગે ઉજળી આપ, બાપ માં કાળાં તેનાં. નહી હાથ નહી પાગ, કુલક્ષણ તેની કાયા, મુખ નાસા છે, નહી મમતા કે

માયા. તે નહી પશુ પક્ષી માનવી, નહીં જીવા જોની જદા; શામળ કહે સુધ સલક્ષણા; તેશોધી જોેઇ સદા.

સરપતી કાંચળિ.

રથ દીઠો સમરથ્ય, અધર આભનીમાં ચાલે; પ્રગટ નામે નામ, મંદીર તેનાગાં માલે. અપરમ પાર અપાર, પ્રજા પેદા ત્યાં થાય; વેડે આગની આચ, માર પણ ઝાઝો ખાય, આવે અમુલા કામે અરથ, મુલ અઢા મઠે મળે; શામળ કહેછે શોધી જુઓ, કરી રૂદાતતો કળે.

કુંભારનું ચાક

નીચ મેર છે નાર, દેશ બધામાં દાખે; મુખમાં મોટી જીભ; રીઝથી બહાર રાખે. નહી હાથ નહી પગ, શીશ વિના મુખ બેલે; ફેરે છત્ર તે શોશ, જમે કણ અથીક અતોલે. ઘર નણી તો ગીતો ગાયછે, પવિત્ર નર પુઠે ફરે; શામળ કહે એકુ એકનું, મોટા જન મસ્તક ધરે.

## ઘાણી

ચાતુર નરતુ ચેત, એક અચરત મેદીઠુ; સુંદર રૂપ સરૂપ, અથીક અશ્રાથી મીઠું. કાયા ઉપર હાડ, હાડપર વાળ ભણીજે: વાળ ઉપરછે રૂધીર, સુગુણ તેનાજ ગણીજે; ખરીતે ઉપરતો ખાલછે, ખાલ ઉપર વાળજ નથી; વળી મુખમાંથી અશ્રા ઝરે, શામળ કહે કહોકથી

કેરી

પ્રેમદા એક પ્રચંડ, અધર અવની પર રાચે; ઉપર ઉભા બે ચાર, જેમ નચવે ત્યમ નાચે. જપગ હોય જે

ભરપુર; મરદ મોટમ મોહંતી. વપુ વરાંગાગી વેશ. વ
ળી ખગવાળી પંકી; દુશમન ગંજન દાખ. સાર સોંગી
ત સીફ સંકી. તે નાર વડે નર શોભસે, ને વીણુ
ગુમ જગતમાણાં કહે શામળ એ શમશા કહી ભલી
રીતે લેઉ ભામાણાં.

ગુરૂ.

શિશ વિનાની નાર, મુખ મોહુ મુખ માંણો. લો
ચીંગનો જે ભક્ષ, જમી ને ઓગુ જાણો; પલક ન રે
એ પેટ, વળી કેડે ; વળી બેસ; પતણુ શહને પેટ,
તેહ મસ્તીમાં પેસે; વાંસા કઠણને વશ કરે, બળતાને
બળી બહુ; સમજ્યા કેડે તો સેહેલ છે, શામળ કહે
શોધી સાહું.

ધમાણ.

નખિતમ નીરખી નાર; જુલમવાળી ઝળકંતી, નહી
હાથ નહી પાગ, ચાડ ઝઝે બળકતી. મંદીરમાં રહ
ત. ઓપતી ઓઢી પેહેરી; નારી થઈ નિરમાળ. વાદક
ર તો જે વેરી છે નારી જાત નિરબળ નહીં, કાળા ક
રમ કાયા થકી; શામળ કહે શાણા સમજસે, કહું ડા
હ્યા તેને નહી.

તરવાર.

## શ્રી ભોજા ભગતના ચાબખા

ચાબખો. ૨

મુરખો રળી રળી કમાણો રે, માથે ભમરો મોટો
પાણો; ધાઇધુતીને ધન ભેગુ કીધું, કોટીધ્વજ કહેવાણો;

પુન્યને નામે પાઈ ન વાવરયો, અધરમથી લુટાણોરે
મુ० ૧ ભરયા કોઠાર તારા ધરયા રેહેશે, નહિ આવે સા
થે એક દાણો. મસાણની રાખમાં રોળાઈ ગયા કઈક,
કોણ રંકને કોણ રાણોરે. મુ० ૨ મંદિર માળીયા મે
લી કરીને, નીચે જઈ ઠેરાણો; ભોજો ભગત કેહે મુવા
પુઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે. મુ० ૩

ચાબખો ૨.

મુરખો માની રહયો મારૂંરે, તેમાં કાંઈએ નથી તારૂં;
સાત સાયર જેની ચોકી ફરતા, ફરતુ નીર ખારૂં;
ચઉદચોકડીનુ રાજ્ય ચાલ્યુ ગયુ, રાવણુદી વરુરે. મુ. ૧
દુખને તો કોઈ દેખે નહી ને, સુખ લાગે સારૂં;
વેળાવેળાની છાંયડી તારી, વળી જાશે વારૂંરે. મુ० ૨
હરી ભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનુ ભજન પ્યારૂં. મુ. ૩

ચાબખો ૩

ભગની શીશતણું સાટુંરે, આગળ વસમી છે વાટું;
એક દીવશ તો આવી બની રાજા. મુરધ્વજને માથે.
કરોતે જઈને કરવત મુકાવ્યુ, હરીજનને હાથેરે. ભ. ૧
સત્યને કાજે ત્રણે વેચાયાં, રંડિદાસને રાણી;
રૂષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે. ભ० ૨
પેરો પટોળાં પ્રેમનારે તમે, શુરવીર થઈ ચાલો;
ભોજોભગત કહે ગુરૂ પ્રતાપે, અમરાપર માલોરે, ભ० ૩

ચાબખો ૪

દુનિયાં દિવાની કેહેવાશે, ભુંડી ભીતોમાં ભટકાશે. ટેક.

પાપ જ્યારે એનુ પ્રગટ થશે, ત્યારે ભુવા જતી ઘેર જાશે
ધુણી ધુણીને એની કે કજ દુખશે, લેનારો લેઇ ખાશેરે, દુ. ૧
સ્વરગમાં નથી સુખડુને, ખાચણીઓને ધંટી;
દુધ ચોખાના જમનારાતમે, કેમ કરી જમશો બંટી દુ. ૨
ઢુંગ કરીને ધુણવાને આવે, ત્યારે હાથ બતાવા સઉ જાશે
ક્યારે આના કર્મનુ પાનુ ફરશે, અને ક્યારે પુત્ર જથા
શે. દુ૦ ૩ કીનીયા ગરકોઇ આવે મળે ત્યારે, ધનને
વાસ્તે ધાશે; બોલ્યો ભગત કહે અગણામાં ભાણતાં, ગાં
ઠની મુડી ગમાશેરે, દુ૦ ૪

ફુલગુરામના છંદ છપા

દેશવ કૃપા નિધાન અરજી ઉરમા આણો;
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧
પુરશોત્તમ પતી પાળ, આ અવસર તો આપ્યો;
ટકુલ કર્મથી કાળ, કેટલેક તો કાપ્યો. ૨
હજી રહ્યો અતિશોષ, જીકર કરતાં જાશે;
રીઝ કરો રૂશી કેશ, સઘળ તમે સુખી થાશો. ૩
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પુઠે;
હઠે બતાવે હઉ છાતીમાં છળી ઉઠે. ૪
એમ હું અંતરજામી હેત દેખાડો હરખું;
ગોવીંદ ગરૂડ ગામી; થેડા દુખથી થરકું. ૫
સેવકને સનમાન, કરીને સોંપો કામું
દાશ હું કરી દુખાન; નીત્ય લખુ નીજ નામું. ૬
ઉધરાણી ઘર ઘર, કરવી ન મુખથી સાધે;
મન ધુજે થર થર, બોલ લોકના બાધે. ૭

એકા દશીનું અન્ન, બ્રાહ્મણ પણ ખાવે;
ધાણીને તેય જાતે ધન, ઘર ઘરનું વેચાવે. ૨૦
મસ લઘુશંકા હીંટ, દેખંતા જ્યાં દીસે.
એ દેશાંતે ઈટ, માંડી મગાળી મીસે. ૨૧
રાગ્યા કર ટેદા, હાથ વાળતી હમેય;
આરોગે ત્યાં અન્ન. કોણ કોણને કહીયે. ૨૨
રડતા રાજદ્વાર, પંડીત થઈને ગાજ્યા;
દેવદીએ છડીદાર; સહીએ તેના ધક્કા. ૨૩
તોપણ નાવે લાજ, ઠીકર મુકે કાઢી;
વર્ષાસનને કાજ, દરબારે જાય દાડાડી. ૨૪
નાત નાતનો નિત્ય, બહી કરે બટબડતા;
વર્ણા ઉપજીને શીત, વેઠી વટે વકતા. ૨૫
અન્ન તણો મુખ ગ્રાસ, તોપણ બોલે ગાળી;
દામતણા થઈ દાસ, બેઠે મારે તાળી. ૨૬
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભુત બળીનો ભેદ, જાણે બ્રહ્મપણ ૨૭
સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા.
ચોળી ચડાવી આગ, ઠાંસી પટલ થઈ લેતા. ૨૮
એક નોતરે ચાર, જમવા ઠામે જાતા.
ન જુવે વર્ણાચાર, શુદ્રને ઘેર [illegible] ખાતા. ૨૯
એવા લગણ બારાસ, પરનું ખાવે [illegible];
શાત ભખી રખડાઈ વાણી નાખે [illegible]. ૩૦
પરાંકું લઘુકન્ત કલીંગ, મધુ પુણને ગાજર.
આફીણ તમાકુ ભંગ, વ્યસન કરવામાં હાજર. ૩૧

બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિદ્યા સાધે;
સગાં સગાંમાં ખાર, કળહ કરીને બાંધે. ૩૨
પરનાતીની રાંડ; નીજ નાતોમાં ઘલે;
દામે ઠગકી ડાઢ મનને માને ચલે. ૩૩
ઘરમા ક્ષીપ્રા ખાય, સરખા થઇ સબંધી,
કુળીન જમવા જાય, ત્યાંડ ધાકની બધી, ૩૪
તજી સ્નાન સધ્યાય. ભાવ ભાવ્યું જમવું,
ચિતમાં નીત ચહાય, પુર્વે જીયાનુ જમવું ૩૫
વાટે વાટે વ્યાસ. થઇ માણ વજાડે;
પાંચેક બેઠા પાસ, તેહ તાળીઓ પાડે. ૩૬
શ્રી રમતિની વાત કાળ જીવ ઇશ્વરની;
જાણે નહી કંઇ જાત, રાગ તાળકે સ્વરની. ૩૭
પીંગળ રીતે છંદ, કવિના કરયા ન જાણે;
પોતા તણા પ્રબંધ રચી રાગડા તાણે. ૩૮
નાતરીયાની વાત, કેરીને રેટીડા;
ગતાં સ્યામા સાથ, કરે કટાક્ષે કોડા. ૩૯
અગુણીયે અંગુઠ, બંધી ગાગ ઉછળતા;
મોટા થયાનો મુઠ, બીજા મરેછે બળતા. ૪૦
જજમાનોથી રીસ, કરીને દાપુ લેતા;
નાહિતર ફોડી શીસ, રૂધીરે થાપા દેતા. ૪૧
કઇ ધન કાજે થાય, વોહોરાના વાણોતર;
કઇ કાશદીયે જાય, કઇ ભીખતા ઘરઘર. ૪૨
કઇક નાંખતા ટેલ, કઇ વીટણીયો વીંટે;
કઇ હાંકતા બેલ, શકટ ભરીને ઇટ. ૪૩

કઇક કરંતા રાસ, નારીરૂપ થઇ નાચે;
મશકરીયોથી હાસ, કઇક કરાવે સાચે. ૪૪
કઇક પાણી ભરનાર, કઇક રસોઇ કરતા;
કઇ હોઇ નાકાદાર, કઇક કરોડો ફરતા. ૪૫
કઇ લે ભરીને દામ, સરપાણ સકટ ઇજારે;
કઇ સેઠોના કામ, બેઠા કરે બજારે. ૪૬
એક નાતમાં નાત, કહિયે બીજી કંધી;
ગ્રહસ્થ ભિક્ષુક જાત, દીકરીયો નવ દીધી. ૪૭
નમસ્કારની રીત, તજી સલામો કરતા;
પરનાતીની પ્રીત, મનમાં કદી ન ધરતાં. ૪૮
વાડવ થયા વકીલ, ઘર ઘર કેશ ઠાકર;
દીલ્ય વધારે ડોલ, ચરનતણા થઇ ચાકર. ૪૯
ફરશાયોનો હરફ, વસ્યા વિપ્રની વાણે;
ગજલ રેખતા તરફ, ગમતા દોડા ગણે. ૫૦
દીકરીયોના દામ, રૂદયે લાગ્યા રશીયા;
કરે કારમાં કામ, કેશ ધરે કાનશીયા. ૫૧
બેસે બાગીને બેશ, ચકલે ડમર હાંકે;
અરધે ઉઘાડે કેશ, તારૂણીયોને તાકે. ૫૨
કઇકે કીધાં કામ, વેળા જોઇને વંડો;
નીચ જનેને નામ, આપી બાંધે કંડી. ૫૩
કઇક પુજતા પીર, અવલોકે જઇ આરમ;
પયમાં નાંખી નીર, કઇ વેચંતા ગોરસ. ૫૪
કઇ પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી,
કઇક કરે વ્યભીચાર, દાર પારકી દેખી. ૫૫

આઠે વર્ષે સાન, કઇકે મુકી ઘરાણે;
વાડુ થઇ વિદ્વાન, ફરી ફરીને પરાણે. ૫૬
ન થે કાઢયો નરક, પોતે પાછો પેરે
મટાઇમાં ગરક, ખાધા થઇને એરે ૫૭
વાડા ઉપર વેર, આરડુ તેં સ્થળ આણ્યું;
કળીએ કીધો કેર, કારણ કાંઇ ન જાણ્યું. ૫૮
ભલા તમે ભગવાન ફરી હડાવો હાનો;
ગોવિંદ આપો જ્ઞાન, તુચ્છ બ્રાહ્મણને માની. ૫૯
આ અવસર આ લોપ, થઇ જગમાં કેમ ઝીલે;
હરિને કરડો કોપ, કળિયે બાંધ્યો કીલ્લો. ૬૦
નરપતિ થઇને ન્યાલ; પુછે નેહ ન મીઠે;
ધન લેવાને ધાય, અનર્થ કઇનો ઇચ્છે. ૬૧
વિપ્ર વપુનો દંડ, દેતાં ધ્યાન આવે;
પેખે પણ પાખંડ, લાંચો લઇ લલચાવે. ૬૨
કઇક વધારી કર, રાંક લોકને રગડે;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં તો બગડે. ૬૩
પરદારાનો સંગ, રાતે તેથી રમતા;
ધાણી ન જુવે ઢગ, લક્ષ જનોને દમતા. ૬૪
કુડી ધરતા કાન, ચુગલ જનોને ચાડી;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી આગે દહાડી. ૬૫
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહીં કાને;
રાજી રહે દીને રાત, ગુણકા કેરા રાગે. ૬૬
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહિં કુછ;
રાજ્યે નહિ જંજાળ, ભક્તજનોની બુધ. ૬૭

શાક ભાજીયો ફળ, એ પર અંત ઈજારા;
વળી બતાવે બાગ, ઓળીગાળા ન્યારા. ૬૮
કપટ શાકટથી કાઢ, કેટલાક તો કાઢી;
ઠઠકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી. ૬૯
વર્ષ વર્ષે ચણાઇ, ઇજારદારી વધારે;
રઇયત રૂવે રગડાં, કો આગળ પોકારે. ૭૦
ચોરે જણાવે તોર, દાડાવીને મોરા;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દગોડા. ૭૧
ચોરોના અસવાર, બાન પકડતા લુટે;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પુઠે. ૭૨
દરવાજે દરવાન, રાંક જનોને રોકે;
કોઇ ધરે નહિ કાન, રડે બીચારા પોકે. ૭૩
અન્યાયના દામ, લેઇ ઠગાવે સામા;
ન્યાયથી લેજો નામ, તો તો હાંસું તમાસા. ૭૪
રાજ્ય તણાં સંતાન, શાય આપણને માને;
દુશમનું થઇ દાવાન, કેદ કરે રાજાને. ૭૫
થોડો લેઇ અપરાધ, મંદિરોમાં માગે;
ભગવંતનો બાધ, ફરી શકે નહીં કમારે. ૭૬
વરતાવે નહિં ધર્મ રઇયત જનની રીતે;
હોતે પણ સતકર્મ, કદી કરે નહિ પ્રીતે. ૭૭
ઉપાય જનને આંચ, વિપદી નીચે દમતા;
વરસ બાર કે પાંચ બેટલામાં આથમતા. ૭૮
કળીયે કોઠા ફેર, જેમ [illegible] રાઠું;
આખા [illegible] શેહેર, [illegible] પોતાના આઠું. ૭૯

વૈશ્ય કરે વીપરીત, તોલ ન સાચા તોલે;
પરમારથની પ્રીત મુકી, મગદળ ચોળે. ૮૦
બાર પાણુનો માલ, વીશ પાણે વેચંતા;
દોડાદોડ દલાલ, કળહળ કૈંક કરંતા. ૮૧
કહે ધર્મના સમ, ધર્મ ધસરડે ધુળે;
તોએ ત્યાગનું ત્યમ, ગરેડી નાંખે મુળે. ૮૨
હેતરવી થઇ હાણ. કરીને લેજો ખશીયે;
વદે પરસ્પર વાણ, પોતાની પારશીયે. ૮૩
દમડી માટે ગાળ, મુખથી માને દેતા;
એક એકની આળ. જઇ દરબારે કહેતા. ૮૪
શાણુ થઇને શેઠ, પાન તમાકુ ચાવે;
વડવ પાસે વેઠ, કાયા તણી કરાવે. ૮૫
લેઇ આપ્યાની આશ, મનમાં ફેરી ન રાખે;
દામ તણા થઇ દાસ, ભુંડુ મુખથી ભાખે. ૮૬
જતી ગુરૂ બ્રાહ્મણુ દેવ, ગોસાંઇ વિધવાના ધન;
સંચરવાની ટેવ, અંતે બોળવાનું મન. ૮૭
ચાર નામની ઘેર, થઇને કરતા કાળુ;
છેરવી કઇના જર, દેખાડે દેવાળુ. ૮૮
મનમાં રાખે મેલ, મુખ જણાએ મીઠું;
ધ્રામાં ઘાલી તેલ, દેતા કઇ ન દીઠા. ૮૯
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી;
મગન થએ મનમાંય, તાળી આપે રીઝી; ૯૦
વઇસ્નવ થઇને વેશ, અબળાને આરાધે;
કરે ધરમનો દ્વેશ, શિવની નિંદા સાધે. ૯૧

સમર્પણી થઇ સ્વાદ, શીરા પુરી જમતાં.
ગુરૂનો લઈ પસાદ, રામા સંગે રમતા. ૯૨
વિપ્ર અડે જો અંગ, છુરાઇ જઇએ થુંકે;
ઉરમાં અતિ એ નંગ, માની જાણી ન મુકે. ૯૩
સાચા મનથા શરણ, ગુરૂ ચરણે નવ રેહેતા;
કરે અધર્મા ચરાણ, કલ્પી કંઇ મત કેહેતા. ૯૪
અજ મુકાવી ધન, હીસંકને ચવરાવે;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા;
કઇના અણુ કાળ, શ્રાવક થઇને સારા. ૯૬
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે;
ગર્ભણિયોના ગાભ, ઔષધ આપી ગાળે. ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહીં શીખામણ;
જપે મુડના મંત્ર, કંઇને કરતાં કામણ.
પરનારીને સંગ, પ્રીતે મનમાં પેસે;
અળંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે;
કળાણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૧૦૦
કળિ એમ કચર ઘાણ. કરિને પિડે પ્રાણી;
કળણ કરો કલ્યાણ, ઉર અપનો જાણી. ૧૦૧
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે;
વિઠલ તણો વિશ્વાસ, શુદ્રોને મન ભાવે. ૧૦૨
ઉત્તમનાં આચરણ, કનિષ્ટ થઇને કરતા;
સજ્જન જનનું શરણ, ઓળખી નવ આચરતા. ૧૦૩

રાજ સેવાની રીત, જાણે નહિં પણ રાખે;
મુખ માંહેથી નીત્ય, ગમો અયો ભાખે. ૧૦૪
દેખે પરની નાર, કૃપાળી મન માની;
દંડ ભરી દરબાર, તે છરાવે છાની. ૧૦૫
સંતાનોના સહીત, અષ્ટ મંગળે આણો;
નારી પામે નિત્ય, જગ છુટ્યો એમ જાણો. ૧૦૬
ગરીબ કેરૂં ઘર: ઉલાળીને એ લે;
છતનો વાધે છર મેલા થાય મેલે. ૧૦૭
નવ ઠેકાણે જઈ આવે દશમે દ્વાર;
કાંતા તેને કહી, સુવરાણથી શણગારે. ૧૦૮
પાપી પંડ મારામ. બ્રાહ્મણને નવકરતા;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૧૦૯
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા;
નિત્ય બનાવે બેશ, દેવ મંદિરે વાગા. ૧૧૦
જાત્રા જાતાં સંગ, જમરા બેલ જોડાવે;
જેમ વજાડ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧
મલીન મેલ મન સત સાંભાત ન સુજે;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પુજે. ૧૧૨
ગૌ બ્રહ્મણને દાસ, કરિને ધર્મ દાવે;
સેાા બ્રહ્મણ પાસ, કાણખી ખઈ કરાવે. ૧૧૩
અછું હોય જો જર, તો તો તણા તણાવે;
વળા ઘરેણાં ઘર, આનંક કરી અણાવે. ૧૧૪
શુદ્ધ ધર્મની વાત, હઠથી પાળી હેડે;
જમે જમાડે જાત, જણ્યાં જમાઈ તેડે. ૧૧૫

કુઉતક અરખુ કામ, કળિયે કીધુ ભારી;
રક્ષા કરજો રામ, પ્રજા પોતાની ધારી. ૧૧૬
કડીયા સુતાર મજુર, વચન પ્રમાણે ન ચાલે;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે. ૧૧૭
સોની દઇ વિશ્વાસ, કાલને વાયદે કનુ;
આપે આઠે માસ, સોનાનું કરી સુનુ. ૧૧૮
ધોબી સાબળી સઇ, ફાડી વસ્તર સાંધે;
રોક મજુરી લઇ, પણ પોતાનુ રાંધે. ૧૧૯
વઇદ થયા વાલંદ, શાસ્ત્ર વાત સંતાણી;
સાઇસાદ કરી સાણંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦
બ્રાહ્મણ વિના અનંત, ગ્રહસ્થ થઇને બોબે,
શરિયે શરિયે સંત, ટેલ નાંખવી શીખે. ૧૨૧
વૈરાગી ગોસાંઇ શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહો માંહી, મમતા માની મરતા. ૧૨૨
અંતરમાં અભિમાન, ખાનું હરિનું ભણિને;
ગાડે દીજનું ગાન, બ્રહ્મણ પાસે ભણિને. ૧૨૩
ઉતરી વરણ્ અઢાર, વૈરાગીને વેશ;
ગામ ગામને બાહાર બાવા થઇને બેસે. ૧૨૪
કરિને ચારે ધામ, પુજા કરે પુજારી;
દેવતણા લેઇ દામ, નિકળી જાએસ નારી. ૧૨૫
દઇ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતા વ્યાસાસન, બેસે સોધ્રજ ભણતા. ૧૨૬
તિલક છાપને માળ, ધરિને કરથી જોએ;
કણોક ચોખા દાગ, કઇના લાગી વેચે. ૧૨૭

કરમાં લે નહી દામ, મોટમ રાખે માઝા;
લઇ પુસ્તકનું નામ, જર લે કઇના ઝાઝા, ૧૨૮
માંડીને ઘરબાર, લેટ માગતા વડ્ડાણે;
લાવિ લાકડાં ચાર, જમિ આવે જ્યાં જાણે. ૧૨૯
વિઠલજીના વેષ, હીડે વિકળ વગોતા;
મુંડાવીને કેશ; જરને હીડે જાતા. ૧૩૦
ફકીર થઇને ફરી, ભાલાનું કર પકડે;
પઇસા લે કરી બળ, રાંક જનોને રગડે. ૧૩૧
ગઉ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આશ, સહુ લે સાતે સાંધે. ૧૩૨
આંબુ વરસે અલ્પ, તે પણ નહી મુખ માગ્યું;
અલ્પ રહ્યું છે સલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૩૩
ભલા પુરૂષને ભાઇ, ભાળે છળવાઇ કેરાં;
ડાહ્યા ડાહ્યાપણ માંહી, થઇને કરે અનેરાં. ૧૩૪
પ્રથી પાણ ગળી જાય, ધન દાટયું કર નાવે;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે, ૧૩૫
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે;
જાત જાતમાં ઝેર, મુખ કો કોયિ ન માંડે.
સગા સહોદર સાથ, વાંધે વેર વધારે;
નર થઇ નારી હાથ, મિત્ર પિતાને મારે. ૧૩૭
પુરાણુ પાપે તન આ અવસરમાં આવે;
લેઇ તાતનુ ધન, અંતે બહુ અથડાવે. ૧૩૮

---

સમાસ

# કવી સામળ ભટના બનાવેલા છપા

## સરસ્વતીની પ્રારથના દોહરા.

---

શ્રીમુખ શેવું સારદા, બ્રમે મુન બ્રહ્મ રૂપ, બ્રહ્મ વિદ્યા બ્રહ્મ વાહિની; ભમે ભોળતા ભુપ, દંડ કમંડળ ધારિણી, વીણા પુસ્તક પાણ; જેને તૃઠિ સારદા. વદ ને અમ્રત વાણ. પામરને પંડીત કરે, વિશ્વમાંહી વિખ્યાત. કિંકર સુખ કવિતા કરે, તે તુ સારદા માત. જયદેવને કીધા કવિ, કીધો કાળીદાસ માઘને મઘવા તેં કરયો, એવી વાણી વિલાસ.

### છપા

મારકંડને માત, ત્રોહો પ્રકારે તુઠી; ચંડીપુરાણ ચો લાખ, વિદ્યા અમ્રત ઘન વુઠી, શુકદેવ વેદ વ્યાસ, પુરાણ અષ્ટાદશ કીધાં; બ્રહ્માને તુઠી ભાવ, વેદ વ્યાકરણ શુભ સીધ્યા. એવા લક્ષોકે કે ટીધા, કવિ કેહેવાણા મહામતિ, સુખ સાગર સામળ ભણે, કપા કરી મહા સરસ્વતી. મંત્ર જંત્રને તંત્ર, ઇષ્ટ ઉપાસન આદ; કથા કીરતન કવિત, વ્રત વિવેકથી વાદ, અડસઠ તિરથ અનેક, મહાપુન્ય સ્થળ મહિમા, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર, તત્વ ત્રિલોકી સીમા; એ સરવેને ઓળખાવીયા, કાથી કેહેવાયા કવી, સરસ્વતી મોટાંછે સરવથી, ચઉદ વિ

થા દે નીત નવી.

દોહરા

કૈક કોટી કે ભક્ષધા; કંઇ થયા કંઇ થાય; શિવના શેવક શામળો, કીધો પંડીત રાય. પ્રીતે સારદા પ્રણ મુ. હંસ વાહની જેહ; વેણા પુસ્તક ધારિણી, તરણી વધતુ તેજ, કવિતાનો શો આશરો. સારદ કેરૂ શર્ણુ; મહીગા મહા માયા તણી, વાયુ વશ જેમ તર્ણુ; જેનુ ી સારદા, નેક રહી શી ન્યુન; કવિ કહેવાયે કલ્પતરૂ, પ્રગટે મોટા પુન્ય.

ગણપતીની પ્રારથના

દુઃખો દૃગ ભંજનો ગુણ નીધો ગુણ ગંભીર; ઈ શ્વરથી ઉત્પન હવો, પરમ ધુરંધર ધીર. સોધુર મ ો શોભીતુ, મોદક અન્ન અહાર; ગજવદનો ગરવો ધણો, દેવ વડો દાતાર.

છપા

સીદ્ધી બુદ્ધી છે નારચ, લક્ષ લાભ બે પુત્ર; શિવસ રપો શિર તાત, સીતામણીના ઘર સુત્ર, આઘ શક્તિ ઉમયાય, મહા માયા છે માંડી; ક્ષેમ કલ્યાણ જનમાત્ર, પાણુય રત્નોની ખાંડી; બ્રહ્મા વિષ્ણુ રવી રૂદ્રથી પ્રથ મ પુજ્ય ગણપતિ તણી. સામળ કહે શેવો સહુ, સુ ખ સાગર શિમા ઘણી.

રામચંદ્રજીની પ્રારથના દોહરા

રાજીવ લોચન રામજી, મુક્તી દાતા મુળ; કોટી કો ટી પાતક મટે; ટળે સંકટ મુળ, રામ રટે રસના વ

કે, વળી જે વારંવાર; એથી અન્ય બીજો નહી; મુક્તી તણો દાતાર. તારણ તરાણ ત્રીલોકમાં, તારક મંત્ર કેહેવાય; જમને શીર પગ દઈને, જરૂર વૈકુંઠ જાય.

સીતાપતિ શ્રીરામ, નૃપ દશરથનો નંદન; ભકતવત્સળ તે ભુપ, વિશ્વ સહુનો એ વંદન; કઉશલા કુળદીપ લક્ષમણ લઘુ બંધવ લાયક, વરણવે ઉચરે વેદ, નિગમ આગમનો નાયક; એક બાણે મારી તાડિકા, રાવણરણમાં રોળીયો; અતિબળ ઇંદ્રજીતને, આંચાણવત જેને ચોળીયો, કોટી બ્રહ્માંડનો નાથ, સત તણો એ સત્વ, સતકોટી રામાયણ, તેમાં અક્ષર બેતત્વ, કોટી જન્મનાં પ. બેજ અક્ષરથી બળશે, લખ ચોરાશી ખાણ, જનમ મરણ દુઃખ ટળશે; રામ નામ વિના મુક્તી નહી વેદ પુરાણે વાચજો, સુખ સાગર શામળ ભણે, સત્ય ગણીને સાચજો.

છપા.

અન્ન જગત આધાર, અન દઈવત એ મોટુ; અન વગ ન રહે જીવ, અંન્ન વણ સરવે ખોટુ દેવદાનવ રંક રાય, જીવે સહુ અન્નને જોરે; અન્ન ણિકે પાપણ, સરવ આધારૂ ધોરે, પાલણ પોષણ પ્રથ્વી વિશે કર્તા નામ કેન કુરણાં; શામળ કહે શેવો સહુ. આદ્ય શક્તિ અન્નપુરણા. સીતા રામ તે એહ, એ શ્રી રાધાકૃશ્ન: એ ઉમીયાનો ઇશ, પંડીતે કીધુ પ્રશ્ન એ રોહિણી એ ચંદ્ર, એ બ્રહ્મા સાવીત્રી; મંત્ર જંત્ર એ તંત્ર, એ ગુણનીધી ગાયત્રી. અનપુરણા સઉની ઇષ્ટે, બુદ્ધિ

વંતા જન બુઝશે; શામળ કહે અન આધારથી, સરવે વિદ્યા સુઝશે. અનપુરાણા વડી માત, જગત જીવાદ ડન જાણી; અન્ન વિના સહુ સુન્ય, પ્રથમ જીવે નહી પ્રાણી. અન્ન વિના સુખ અલ્પ, અન્ન વણ ચરણ ન ચાલે; ભાવે નહી મન ભકતી અન્નવીણ મોજ શી માહાલે; અન્ન વિના ઇશ્વર વાહાલો નહી. જ્ઞાન તાન ગુણ નવ ગમે; શામળ શોવો અન્ન પુરાણા, સકળ દુખ એથા સમે. ૨૬

છપા

તમ ઘેરત્રીજોવાર, પ્રથમવારનિત્યેપુજે; ચતુરજ્ય મચોચોવાર, સત્યવાતેશુભસુઝે: પસન્નપાંચમોવાર, તિ મળજસ વિદ્યાવાધો, છઠાવારનીછત્ય. શોભાશતરૂની સાધો, શાતમો વાર સંકટ હરો, અધિપતી ડાહ્યા અંશને, આશીરવાદ કવી કહે, મનજી વાસગુ વંશને'

છપા

હંસવાહનની હીતકાર, મયુરવાહનની મહિમા; કુરકુટ વાહનીકલ્યાણ મેઢક વાહનખ સીમા, મ્રગ વાહન દે માન કીર વાહન કરયા કામો; શારદુળ વાહની નેહ, નેહ ઘણો શીર નામો; ઉંદર અશ્વને ઇમચે અરૂડ વ્રષભ છે જેહને; કલ્યાણ કોર કપા કરે શામળ કહે આશીશ એહને. ૯

છપા પુત્ર વિના નહે મોક્ષ પુત્ર વણમેહેણુ મોટુ પુત્ર વિના દે દોષ, પુત્ર વણજીવિત ખોટુ પુત્ર વિના પરિવાર; વિશ્વ માંહી નર વાધે; પુત્ર વિના સં

સાર શ્રાધ ગયા કુણ સાથે; અરથ ગરથ કુણ ભોગવે, ઘણું દ્રવ્ય પણ ગાંઝીયો; બાળ અવતાર બાળક વિના, વિશ્વ કહે સહુ વાંઝીયો;

છપા

નારી વિના નર રંક દામણો દીશે દેહે; નારય વિનો નર રંક, ગ્રહસ્થ ગુણહીણો ગેહે. નારય વિના નર રંક. ધનનવ ધીરે કોઇ; નારય વિના રંક, સગતં જન નીંદે જોઇ; નારય વિના નિરખણપણું, ભોગ કહોશા ભોગવે; અચુત અવગુણ ભાસે ભરયા, જોખમ ઝાઝું જોગવે. નારય તે નરનુ અગ, સુખેથી ઇચ્છે શેવા; પુન્યમાં થાય વિભાગ. લાભ થશે રૂડો લેવા; સ્ત્રિથી હોય સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે પ્રગટે પુત્ર સપુત્ર કુળ ઇકોતેર તારે; શુદ્ધ કુળની શામા મળે સ્વામીને સુખદ સતી; એમ વિચાર્યું શેઠીએ, મન મધ્યે ધારી મતી. પરણવા ઉપર પ્રીત થઈ તે નરને પુરી કોનેનવ પુરી થાય સહુને રહે અધુરી; આશા નીર અઘાત વિસ્વ તેમધ્યે બુડયુ, શાહા રાયને રંક, કયરપી કીયરને કુડુ. સુરપુર પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભુલા ભમ્યા: આશા રૂપી અરણવ જળે, શામળ કહે તેમાં શમ્યા. ગળે અધીકુ અંગ, ગળે નાશીકાને નેણ; ગળે મુડને તુંડ, વિપરીત બેલાયે વેણ; અગિત ક્રશીરની માંશ, સકી નળ ચાલે ચરણે; ધાતુ સરવનો નાંશ, શુધે નહી કુંડિત કરણે ઈદ્રી બાંધી અડવડે, આહાર નીંદ્રા છેવટ ગઇ; શામળ કહે તૃષ્ણા ત્રષા

તોય માયા છુટી નહી.

## જરવીશે છપા

જર ત્યાં જોમન રૂપ, ભુપ વશ જરને જોરે; જર ત્યાં સઘળો જોખ. ટેક તરતીબવત તોરે; જર તે ઉંચ અમીર, જર તે વિદ્યા ભણીયો. જર તે રૂપ સ્વરૂપ, જર ગુણ સઘળા ગણીયે; જરને સગો યશ વશે. જર જોરથી દુઃખ જશે; શામળ કહે જોર એ જર તણું, જરથી કાજ સઘળાં થશે. દમડાં વિના દરિદ્ર, કુળવંત કીકર કહેવાયે; રિદ્ધ વિના ખડુ રંક, પ્રતિષ્ટા દુર પળાયે; ડાહાપણ વિનય વિવેક દામ પાખી સહુ ડુલ્યાં, પેદા ન કરયુ દ્રવ્ય, શાસ્ત્ર ભણીને ભુલ્યાં; સુન્દર ઘાટ ધીર નરવપુ વરણાગી વાંકડાં. શામળ કહે સંસારમાં, રિદ્ધ વિના નર રાંકડા.

છપા સીતા શાખી સુભ રૂપ, રાવણ રણમાં રોળાવ્યો ઇદ્રજીત કુંભકર્ણ ચાંચણ વાત તેતે ચોળાવ્યો; દ્રપદી સખી નારય, સતીપણ સરવે થાપ્યું. અઢરે ક્ષોહણી સઇન્ય, કુળ કૈરવનુ કાપ્યુ માયારૂપ એ માન્યની, એકલી મુકે અનરથ થશે; વિચાર કરયો મન વાણીયે, વ્રદ્ધપણે હાંશી હશે,

## છપા

ઇદ્ર સરખો અધિપત્ય ઘેર રાણી ઇંદ્રાણી; અહલ્યા સાથે સંગ; કરતાં ભ્રાંતી નવઆણી; ચાતુર નરજે ચંદ્ર, રામા ઘેર રોહણી સરખી;તેણે તારા એક વાર નેહ કરીને નરખી; પાપ પુન્ય પ્રીછયો નહી; ગુરૂ પત્ની પો

તા તાણી ક્ષીણ દેહ આપે થયો; નક્ષત્ર મંડળમાં જે મણી. ૧૨૪ એનાથી લક્ષ કરોડ; ધોર અંધારે મળીયા; કઈયા કીચક શત ભ્રાત એક ચિતામાં બળીયા; શ્રીકૃષ્ણ સરીખા દેવ; કુડીકુબજાને શોધી; માન્યતી રૂપ મોહોજાળ; જગતમાં જાણો એવી; ભામ્યનીએ સહુ નેભોળવ્યા, દેવ ગાંધ્રર્વને દાનવી, શામળ કહે છંદ્રાએ વર્તીયે, કુણ માત્ર છે માનવી.

છપ્પા—નાર તે નીચ સ્વભાવ, ન રહે પોતાને ધરમે; નાર તે નીચ સ્વભાવ. કલંક કહાવે કુળ કરમે. નાર તે નિચ સ્વભાવ, લાજ મરયાદા ન મીછે, નાર તે નિચ સ્વભાવ, અન્ય નર અંતર ઇચ્છે; નીચમાંનિચ તે નારીયો, પશું જોડે પ્રીતડી; શામળ કહે સ્રીયો સમસ્તને રૂડી નહી એ રીતડી.

છપ્પા—વાણુ રૂતુ વરસે મેહ, તેથી તો ધાન નપાકે; પરાક્રમ ન મળે પુર શત્રુ કોહો શોણ થાકે; પેહેલીવીશી વિદ્યાય ભાવ આણી નવ્ય ભણીયો પ્રઢ પણે વિવેક, શાસ્રનો બોધ ન શુણીયો, ગયો અવસર આવે નહિ નર નારી તે નડે; પ્રથમ જુઓમીછયા વિના વળતી હાથ ઘસવા પડે.

## છપ્પા સોકયના દુઃખ વીશે

—વિનય થકી વિવેક, સજન સઘળામાં શોભે; વિનય થકી વિદ્યાય સ્થીર આવર તે શોભે; વિનય તણે વિખવાદ કરે નહી રંક કે રાજા વિનય મોટો છે વિશ્વમાં, વિનય ધરમ મારગ ધરો; શામળ કહે વિદ્યા

વશીકરણ વીનય મહિ આવી વશે.

છપ્પા—રાજાને એક સાલગામ ફટઇઓ ફુટે; પ્ર જાને પ્રેમ સાલ વાણ વાંકે રાજા લુંટે; વ્યાપારી શીર એક સાલ; વસ્ત્ર પઢંતર નાંખે, ભરતાર શીર એક સાલ, ભામની જો ભુંડુ ભાખે; મુરખને સાલ વિદ્યા તણું દુઃખ ભકારી ઓકયનુ શામળ કહે શાણા માનજો સ્ત્રીને સાલ એક સોકયનુ. સ્ત્રી કહે ભલી અનાથ તેથી તો મોત ભલેરૂ; ભલો હીણા હાથ એથી નહી દુઃખ અનેરૂ; ભલો વિધવા કે વંઝ ભલી ગુણકા કે ઘહેલી ભલા દરીદ્ર દસ્ય ભલી સોંહાગણ સેહેલી માહા દાવાનળ દુખાણી, ચંચળ ચીત પણ ચોકયનુ શામળ કહે શાણા માનજો સાલ શ્યામાને શોકયનુ દરીદ્રને મોટુ દુખ મન માન્યુ નવ થાયે; કાશદને એક દુઃખ; નિત્ય વિદેશે જાયે; દુનીયામાં એવુ દુઃખ વરસાદ જયરેનવ વરશે વંઝાને એક દુઃખ તનને કાજે તલશે; કુંવારાને દુઃખ સ્રી તણુ સરવને દુઃખ ભુખનુ; શામળ કહે પાર પીછુ નહી સ્રીને શોકયના દુઃખનુ આંધ્રાને દુઃખ આખ સારૂ ખોટુ નવ દખે, બેરાને દુઃખ કાન રાગ પુરાણ નવ પેખે રોગીને દુખ રોગ ભોગ એકે નવ્ય આવે; ભીક્ષુકને એ દુખ નામ ભીખ રી કહાવે; એવાં દુખ અનેક છે પંગા ને તો પગ તણુ શામળ કહે સ્રી સર્વને સોકય દાવાનળ દુઃખ ઘણુ

છપા સતચીરો

તુલ્ય કંચન કથિર, સુખ દુખ સાચુ ને જુઠ્ઠા ર

ય રંક બે એક, એક તુઠયું એક રૂઠયું; શતરૂ મિત્રસમાન, સમાન દેખ્યા કે દાશી; સમાન અમ્રતને વિષ, સમાન કુચ્છીત કે કાશરી, સમાન પાષાણુને રત્ન પણ, સમાન વસુધા વૈકુંઠ વશા; શામળ કહે જન્મે નહી, જે નર જાણે પ્રહ્મદશા. સમાન અગ્નિને નિર, સમાન વાહુાલો ને વેરી, સમાન કુંજરને કીટ, સમાન મરદને મેહરી. સમાન તડકો ને ટાહાડ, સમાન જશવંત ને જોગી. સમાન પાપ ને પુન્ય, સમાન ભીક્ષુક ને ભોગી; પ્રહ્મ વિદ્યા ભારે ઘણી, કરોડવાર શુ કહૂ કથી; શામળ કહે સંસારમા, પ્રહ્મ જાણે તે નર નથી. શાંભળ્યા કાને સુર, ફરસુરામ ફરસીધર, દીઠા કઇક દાતાર, કરણ સરખા કરૂણા કર, વિદ્યા વેદ શાણગાર, પ્રહ્મા સરખા બહુ ભણ્યા; વાલ્મિક વ્યાસ વશિષ્ટ, પ્રભુ ભજી ભય ટાળ્યા, નથી દીઠા નથી સાંભળ્યા ભોગવી જેણે પ્રહ્મ દશા; શામળ કહે સ્વરગ સુધી, ગતિ વિરલા કો વઇકુંઠ વસ્યા.

**છપા**—કોકિલ જાતનો ચોર, તે લે ખાતર પાડીને; ચુગલ એ પણ ચોર, લે કરી ચાડીને; વાણીજએ પણ ચોર, લે મરડી દાંડીને, કૃષી જાત પણ ચોર, લે ખેતી માંડીને; કિશબ ચોર કુડી કોટીધા, અપરમપાર અપાર છે; એ દિવશે સહુ દેખતાં, પણ સાચો ચોર સોનાર છે.

**છપા**—કામાતુર ન જુવે કર્મ. કામાતુર ધરમ ન ધારે; કામાતુરને શી શરમ, કામાતુર મરે કે મારે; નૃ

ગણે કામાતુર કામ, શાસ્ત્રની વાત ન સુઝે કામાતુર ન ભજે રામ, બુદ્ધિ એકે નવ બુજે; કોટી અવગુણ કામાતરે, ધરમ મારગ તે નવ ધ્રસે. અપજશ તે અવની પરે, સરવે તે તેમાં વશે. કાં રંકને કાં રાય. કાં નરને કાં નારી; કામાતુર શીર કલંક, હોડ હટ હીમત હારી; પ્રથ્વીનુ પામે પાપ; ક્ષઇ રોગ રહે તેને દહે; સ્વપ્ને ન જુવે સ્વરગ, તે પરનારીને નેહે. લક્ષ વીંછીની વેદના. પડે તે નર જમ દંડમાં, સામળ કહે કોઇ રખે કરો, પ્રીત પરનારી પીડમાં.

**છપા**—દઇતા જાતે લાડ્ડી, વિચારી મન વિજારી નવ આણી કોની બીક, નિરભય થઇ તે નારી, કપટ ન જાણે કોઇ, પડી પડી સહુ પેખે. અરે અરે અરેક હે એહ, દુનીયા દુઃખ એનુ દખે; વાત ચાલી બત્રાશિમાં, ઉતાવળ કરતાં આંખડી; છતુર ચતુર સુહાગણી, કલક વરજીત કુપે પડી. બુમ પાડી બહુ બાહાર. અભીક અન્યાયે આપે, રાણી રદ્યોવાળુ રૂપ, પડી પાણીમાં પાપે, કોઇ મુછાળો મરદ, કુપથી કામની કાઢે;કંથ એનાનિ જાણ્ય, પલકમાં વાત પોહોચાડે; હાહાકાર સરવે થયા, જુગ બધામાં જાહુરી; ચતુરાને ચેતાવીયો, પડો તારૂણી તાહુરી.

છપે—ભણ્યો એન ગ્રંથ. પરનાર જેને નવ પરખી સાંભળ્યો જેને ગ્રથ; નીચ બુદ્ધિ નવ નરખી, ભણ્યોભણાવ્યો ગ્રંથ, અધર્મ તેને નવ દાખ્યો સંભળાવ્યો જેને ગ્રંથ, ચતુર અમરત રસ ચાખ્યો, શ્રવણ કરીયો સત

વાદીએ, ક્યાં નરને ક્યાં નારીયો. શામળ કહે સ્વપ્ના વિશે, જુઠ કરી નહી જાણીયો. પરનારી સાથે પાપ, બહુ સ્ત્રી હત્યા બેસે; અઠાવીસ નરકના કુંડ, પાપ કરનારો પેસે, એક પત્ની શ્રી રામ, દિલ પોતાને દાખી; સતવતી સીતા કામ્ય રીત ઘણી રૂડી રાખી; બુદ્ધિવંતાજ બાપડા, કામ જીતકોઇ નવ થયા, જન્મ મરણને ખમ જરા, કોડ અવતાર કવીયે કહ્યા.

છપ્પો

હનુમંત મહા બળવંત, સીતાની વારે ધાયો. અતળી બળ અનંત, રામ રસાત્રે ગરૂ ગાયો. ઇંદ્રજીત કુંભકરણ, તેહુ ચાંચાણાત રોળ્યો; બોતેર કોટી બળવંત, રાવણ સાથે રોળ્યો કનક લંક કરી કાયલા, અશોકવાડી ખાંડી કરી. રામ લક્ષમણ જમ જીતીઓ, સિતા લેઇ આવ્યો ફરી, મારકંડેસ્વર, મુન્ય, ચિરંજીવીકુળ કહાવ્યો; બ્રહ્મા ભણીયા વેદ, વાણી રસ ભરનેવાવ્યો, વ્યાસ સરખા વીસકરોડ, પુરાણ અષ્ટાદશ કીધ સુકદેવ સરીખા શોધ, દાન અભયપદ દીધાં, ભાણુંતર ગણતર મંત્ર જંત્ર તંત્ર પરાક્રમ સહાપતી. શામળ કહે શેવુ શારદા શ્રેષ્ટી કરતાં જે સરસ્વતી, રામ નામ તે તત્વ પાણ જો જળમાં તરીયા રામ સુખનુ સત્વ, રંકને રાજા કરીયા. રામ નામ પ્રતાપ. અહલ્યા જેણે તારી કાળ તણો એ કાળ, વ્યાળને નાખ્યો મારી ફરસુરામ રૂપે કરયા; નક્ષત્રી પ્રથ્વી કરી; એક બાણે હણી તાડકા, તત્વ થઇ તેતો તરી;

છપ્પો.—પંચો આંખ્યાન આખ્યાન, તે પુરાણ પારાયણ, તરૂણ તારૂણ ત્રિલોક, શત કોટી રામાયણ અષ્ટાદશ પુરાણ, અધ્યાત્મન ચેણુકીધાં, કાગ ભજ કત જે ન્યાય, પંડીત થઇ પુરાણ પીધાં; વેદ ભણેછે વેદીયા, કોડ વારશું કહુ કથી; સ્ત્રી ચરીત્રના આગળે નીમેશ ડાહાપણ કોનુ નથી

છપા—મુખે સાંભરે નાર, વસન વીશ્ર વીધના. સુઝે; હસવું રમવું હેત, જનો મધ્યે તે જુઝે; ભાંડ ભવઇયા ભાવ, જોખ જાણુ જે જાત્ર; ખુઆ ખાસના ખેલ, દુખે ન ગમે પળ માત્ર; દુખ દાવાનળમાં પડયો, સરવે સુખ એનું ગયું; હસવું કયમ આવે હેતથી, પીંજર તો પરલે થયુ દુખે જાય સુધ બુધ. દુખે ભોજન ન નિભવે; ખેકુ દાલ પાણ દુર, દુઃખ કપટ બહુ કહાવે, દુખે દેહનાં રોગ. તેજ ત્રીપક્ષ ત્રાશે: દુખથા લીલા લેહેર, પલક ન આવે પાસે; દુખ રૂપી અર્ણા વીશે, તે ઠય કદાપી નવ જડે; હસવુ નવી આવે હેતથી, કુંસ મુથી સાનાં પડે.

છપે,—વિમ રૂડો દે શ્રાપ, ચાકર રૂઠયો ઠર ડે; જો દુશમન રૂઠયો દે દાઓ, માન મરજાદા મોડે; પડેશી રૂઠયા પાપ; ચાડીકોંઇ આગળ ખાએ; નારી રૂઠે જો નિમેશકો નીસરી જાએ: રાજા રૂઠયો રિદ્ધ લે, જસ જીવ જોખમ કરે, ધર્મ કર્મ શર્મ પણ, દુઃખ દેતાં તે નવ ડરે.

## સ્ત્રીના સ્વભાવ વીશી છપા.

નારી નીચ સ્વભાવ, નારીમાં લક્ષણ ભુંડાં. નારી નીચ સ્વભાવ, કૃત્ય નારીનાં કુડાં, નારી નીચ સ્વભાવ જુગ બાધામાં જુઠી. નારી નીચ સ્વભાવ, રહે રૂડા શું રૂઠી; નારી નીચ સ્વભાવની, અણઘટતુ તે આચરે. શુર પુર પ્રૌઢ ધીરને, કરોડ વસા કાયર કરે, ઉંચા કુળની નાર, નીચશુ નેહ નીહાળે; નરપ તણી જે નાર, ભિક્ષુકને ભાવે ભાળે; પંડીત જનની નાર, મુરખ સંગાથે માણે. જાણ પુરૂષની નાર, અધરમ અનઈયો આણે; ગુણીજન કેરી ગોરડી નેહ ન ગુણા શું ધરે, પુન્યવંતાની પ્રેમદા કબુધ તે કુડાને કરે, રામા ન જુવે રૂપ, ન ગમે તેમ માણે;; કામની ન જુવે કુળ; હેત આ કુળથી આણે; જુવતી ન જુવે જાત, જુવે નહી પંડીતપુરો ન જુવે ઉંચ અમીર, નહી સતવાદી સુરો. કામનીનો કામી જુવે, કે મન ઇછા માનની; તમેશ માઝા રાખે નહી. શામળ કહે ભુંડી ભામની. બુધ્ધિ નહી લવલેશ, બેશ બાણીને બેશે; છાડે જો સ્વામી સ્નેહ. પર મંદીર પોતે પેસે; ચતુરા કરાં ચરિત્ર, જીતી કોની નવ જાયે. મારે જો માટી માર, ફજેતી અવળી થાયે. જુઠી વાત જગમાં કરે. તો સાચી તેની થાય છે; અવગુણનો અર ભુવ ભરયો. પણ કામની નામ કેહવાય છે, ભુપતી કેરી નાર હોંચે હીંચોળા ખાટે; પ્રેમળ, માનને પુષ્પ પોઢણ પલગ શુભ પાટે. શણગાવે શોળ સાણગાર. ઝવેર જુગતે જડાવે; ખમા ખમા કહે સરવક્ષધા લાડ લડાવે; તે સરખાની તા

રાગી; વિપ્ર સંગાથે મન વશુ; ભિક્ષા માગી ભોજન કરે, શામળ કહે કારણ કશુ, ૩૮

નીરભાગ્ય વિશે છપા.

નીરભાગી જાશે ગંગ, સલિતા તે શુકાશે; નિરભાગી રળવા જાય. લાભ પણ તે લુટાશે નિરભાગી પરણે નાર થશે ગાંડી કે મરશે. નિરભાગી પામે દ્રવ્ય, હાકયમ કે તસ્કર હરશે. નિરભાગી બેસે ઘોડલે, પડશે ને પગ ભાગશે; નિરભાગીને મહીર મળે. પછિત પડે કે લાગશે. નિરભાગી જમવા જાય. વેદ નાંખે તે બાશી, સાચો જો બોલે બોલ, તોય કરે સહુ હાંશી, નિરભાગી ડાહ્યા થાય, લોક કહેસે એ ઘેલો; નિરભાગી નવ બોલત, કહેશે હૃદયનો મેલો; જે નરને નીરભાગ્યતા, સો ઉદ્યમ સુના પડે: ભાગ્ય વડુંજે જેહને, પુરણ જશ જુગતે જડે.

છપો.—જય સિતાપતિ રામ. જય કરૂણા કર સીંધુ, જય સિતાપતિ રામ. જયજય લક્ષમણ બધુ, જય સિતાપતિ રામ, નર કાંતક અધમ ઉધારણ, જય સિતાપતિ રામ, તત્વ ત્રિલોક તારણ. મુક્તિ દાતા મહાંમા ઘણો; રાવણ રોઉણ રામજી. સુખ સાગર શામળ ભણે, અફર નિશા તુજ રામજી

કામી પુરૂષ વીશે. છપા

કામી અધથી અંધ, કાગી નવ દખે આંખે; કામી નવ ધરે ધરમ, સંકટ તે દહે સાંખે, કામી ન જુવે જાત. માત ભગિની નવ ધારે, કામી ન ગણે નાત, કામી સગ પણ નવ ધારે; કામીની વાત પળે નહિ,

કામી જીવ કોઇ દીન ખુવે, કામી નવ દખે કાંઇને, જગત બાધું તેને જુએ, બાંજ્ય દેવાનુ દુખ, બજ્ય સુખ સાંમા પાખી; બાજ્ય વેઠવી ભુખ, બાજ્ય ઘેર બટકી રાખી બાજ્ય ઢાંકાપણ છીદ્ર, બાજ્ય મલિનની શેવા; બાજાર જે રંડા. બાજ્ય શિર આપજ લેવા. બાજ્ય કલંક શિર કામ્યની બાજ્ય હોડ જે હારયની, શામળ કહે બાજ્ય સતવાદીયા; પાવક પ્રીત પરનારની' પરનર ઇચ્છે નારય સત્ય તેને નવ સુજે, પરનર ઇચ્છે નારય, બુદ્ધિ એકે નવ બુજે, પરનર ઇચ્છે નારય, પુરૂષમાં ન રહે પ્રીતી પરનર ઇચ્છે નારય, રૂડા ઘરની નહી રીતી. પરનર ઇચ્છે પ્રેમદા, વર તેને વાહાલો નહી શામળ કહે રાંડીથું દરી. જેવલ્લે કામા કહી. લેશે કામ્યની કેડ, વાણ મેતતે મરશે. લેશે કામ્યની કેડ, મારાતબ આપે હરશે. લેશે કામ્યની કેડ. જીવ જર સહીત જાશે, લેશે કામ્યની કેડ અનરથ અધિકો થાશે. ડસાસે તથા ડસવાસે, મારશે કે વળીમારશે, કેડ લેશે કામ્યની તાણી, જીતીબાજી હારશે. દરૂઠીલે જીવ, દઇતા રૂઠી ડરાવે; દઇતા રૂઠી એ દર્શીતાંદુળવત દેહ ખદાવે, પ્રેમદા મહુરે પ્રાણ, હત્યા શિરસ જે આપ, અપજશ કરે અનંત, છેક છાકેલી છાપ, રામા રૂડી રહે જહીં. કરે ન રૂડા કામજી, રામા રૂઠી જે હુને, તેને રૂઠયા રામજી, નારીને નવ રાખંત, અતખત ઉમરાવ અધિકારી, નારીને ના રાખંત, સુર પુર દેહ ધારી; નારીને નવ રાખંત, સામ દામ ભય ભેદ, નારીને નવ રાખંત, શાસ્ત્ર પુરાણ કે વેદ, સુર પુર પં

ઠીત પટલ, કે સાધન પરતાપથી, શામળ કહે ભીં રા ખી શકે, કુણ અધિકાર એ આપથી; લેતી નગરી ઘડ લંક, ગણવા ડીંજલ્ક જે ઝીણાં; લેવા વાઘની મુંછ, લે વી ફણીધરની ફેણા તરવો અરણુ અપાર, શિલા બા ગવી શિશે, પીવુ હળાહળ જેહેર, રોસ વિના કે રીસે, એ સરવ તો શેહેલુ, દોહલુ કામ છે જારીનુ; નિશ્ચે દોહ લુ નિરખવુ. નશિકરણ જે નારીનુ. પલક એકમાં પ્રીત, કરે જો રામા રીજે; પંદર ભવ પલટાય, ખરી જો મનમાં ખીજે; દેખાડીયે ઝાઝો દામ, નેહ ન હોયતો નાંખ: કર આપણુ કામ, પ્રીત જો પ્રેમદા પાસે; પો તાને મન પ્રીતડી, ચતુરા તે નર ચાહ્ય છે, જારને વશ જુવતી નથી, શામળભટ સાચુ ગાય છે.

છપા

બાળ્ય માગવી ભીખ, બળ્ય કાશાદુ કરવુ, બાળ્ય ચોરીનુ ચીત, બાળ્યવીત પારકુ હરવુ, બાળ્ય વઇતરૂ વેડ. બાળ્ય નીત ભાર શીર લેવો બાળ્ય પરવશ જે પુ રૂષ. બળ્ય દંદ દીનને દેવો; બાળ રળવુ જે પાપનુ, હીસા કરવા સુરા થવુ, શામળ રોજગાર, તે બાળવો જન્મારો પરદેશ જવુ.

છપા

મછગંધા દેખી વ્યાસ, વિહુવળ થઇ પોતે બેઠા; અ હલ્યા દેખીઇંદ્ર, તસ્કર થઇ પુરમા પેઠા; તારા દેખા વ્યાળ, કબુલ એ નારીએ કીધી, સીતા દેખી દસકં ધ હરી લંકામાં લીધી વનીતા બ્રહસ્પતી તણી, દેખી

ચંદ્ર ચીતમાં ચળ્યો; કળિયુગ રૂપ એ કામની, મળે ટેક સહુનો ટળ્યો, એવી દાહી નારય દુરયોધન હણ માં હણીયો, કિચક થયો ક્ષીણ, મહાજન લોકે મળી ચો; એવા અધીક અનેક, દેવ દાનવ રિખ રજા; પા મ્યા હાવાનરી દુઃખ પડ્યા નરકે જન ઝાઝા; પરનારય થકી બહુ પરજળ્યા. જુગજુગ થયા તે જાણીએ; શામ ળ કહે શાણા સમજજો, કુણ પ્રાણ કુણ વાણીએ.

છપા

જળ તરવ ને તુંબ, આગન ઓલવવા નિરે; મુખનુ ઔખડ અન, બાળકનુ ઔશડ ખીરે; તાવ ઔશડ અપવાસ, ગડગુમડ દુખ દેવા; વશીકરણ વીવેક, સમકંપર કરી સેવા, એક એકના ઉસ્તાદ, અતી કોડ કોડ મુંહુકની રૂડા ભુંડાં સ્વભાવનુ શામળ ઔશડ મળેનું નથી, કોઈક સ્વભાવે શીલ, કોઈક સ્વભાવે તાવા; કોઇક સ્વભાવે દાતાર કોઇ મદ મછર માતા, કોઇ જાર કોઈ જુલમ, કેઇ દુખી કેઇ કાહ્ન, કોઇ પાપી કોઇ પુન્ય, કોઇ નીત્યે કોઇ નહુયો; કો હરામી કો હેતવી, કો હસમુખો કો રાંકડો. શામળ સ્વભાવ એ જાતનો, પ્રથ મ પડયો તેતો પડયો.

છપા

નર પાખી જે નાર; કલંક તેને શીર બેસે, નર પાખી જે નાર, પર પુરૂષ ત્યાં પેશે; નરપાખી જે નાર પુ ઠયો સહુ તેની જુવે; નર પાખી જે નાર. પણી પોતા ન ખુવે; નર પાખી નારી એકલી, વડો તેહુના વાંક

છે; નરવણ નારી વાસશે, એતો આડે આંક છે, નરપા ખી જે નાર છેક હરથી તુછ તરણું; નર પાખી જેના ર રોજ રાણમાં જેમ હરણું; નર પાખો જે નાર હળવા જે ગ ફુલ અકરડનુ; નરવિણ નારી એકલી; સંસાર તનો સરવ; માન ન પામે માતની, ધેલગેએ જાણો ગરવ.

છપા

નાગો નવ લુટાય, સોમે નવ દાન અપાએ! સાચો ન વ દંડાય, કાયરથી કો ન કપાએ. નાડી નવ જોવાય, જેની નીરોગી કાયા, ગુણકાએ નવ ઘેરાય, જેણે મન મેલી માયા. મોત પાણ મારી નવ શકે, આવરદા સુધી આપને; જમ નરક નાખે નકી, શામળ નીરમલ, નિરમલ, નિષ્પાપને, પાપી ના કરે પુન્ય! પાખંડી પ્રભુ નવ પુજે; સાચાને ન ગમે જુઠ, અંતરમને ધરમ ન વ સુઝે, કપટનુ થાય ચપટ કડુ તે બુડયુ જાણે; તરે સત્ય સંતોષ, કયાંરેક કયાં રાગ્રા, સાચાથી સુખ પામીએ જુઠેરૂઠે રામજી શામળ સાચુ કહે, કરો ગમે તે કામજી નિમ ન જાણે વિદ્યાય, વણિક કહાડે દેવાળુ. રઇતને લુંટે રાય કુળવંત કરે જો કાળુ પંડીત કરે પાખંડ, સિંધ થઇ બોલે જુઠું જાચક કરે અહંકાર. રાવથી રંક રહેરૂ ઠયુ; નારી એો કરે જ જાગીએ, ન ધરે ધરમ એ છાપ છે. શામળ કહે એ સરવતે પુરા જન્મનાં પાપ છે

છપા

કમળ દળ સરખાં નેણ, વેણ અમ્રતના જેવાં ચકવાક ની જોત, તક્ષતો રતનાટ તેવાં પાંપણ ભમરાની પાં

ખ, ચપળ બે મીનથી ચક્ષુ; ભ્રકુટી ધનુષાકાર. હાર મોતીવ વક્ષુ; ગતી હંશ કટી કેસરી, નાભી દક્ષાગુવટ કહું તને, પંથી કહે બે મેમદા, કોણ ભોગવે તે કહો મુને, કેશ સુરંગી શીશ, નાગ ફેણા અંબોડો, સાચો તુરગ બે ટેક. ચપલ ઘાણુ સુલી ઘોડો; રંભાતત જંઘા જુગલ, પેહેરણ ચોળી ચરણાં કેળ પત્રવંત પુંઠ, નીર અનીકુ નારમાં નેણા બાણે વરસતી કંદ્રપ રૂપ એ કામની; ભાગ્યશાળી કુણ ભોગવે. કેણ ભરથારની ભામની. ચલતી ચતુરા ચાલ, હેત મદ ગળનો હાથી, માંગ સમારયો શીશ, ખડગ કર શુરા સાથી, ઉરવર ઓતી ઓપત, શરદ વદનીવ પુવદે, ઉર ઓકાવળી હાર, ભામની કો ભારથ ભેદે; સુખ સાગર સોહાગણી, લાંસા લેહેર લજા ઘણી; કહે તલાવ ઉતાવળુ શામલ તરૂણી એકો તણી.

છપા

જેણે પુજ્યા ઇશ, શીવને શીશ સમરયાં, નરનારી વીપ વીવેક અનેક ભેજનથી તરપ્યાં. માગમા પાડયા પંડ, કરવત કાશીમાં લીધાં હામે ગળાં હાડ, કેટોઘા તીરથ કીધાં. મહાક્ષોણા પ્રથીતણા, જસવંતાં નર જોગવે; સાંભળ સગોવર સલક્ષણા. ભાગ્યશાળી નર ભોગવે. શુરા થઇ સંગ્રામ, લડ સંધાને લડીયા; ગાય વીપને રાંક. તેહની વારે ચઢીયા. ગજ તુગળ સાથ, અગ ઉડાવી નાંખ્યા. કીધાં તરત વીવેક, અમરત મુખે સહી ભાખ્યા બહુ મુગંધ ફળે કરી તે તે પુજ્યા હરને ... સંસાર તુનેસાચુકહું, ... તે ... ભોગવે સુંદરી. ... ગરતની સાખ.

અંતનાં દાનજ આપા પ્રથી પચ્રાયતે કીધ. કસ્ટ કરી આના કાપ્યાં. લાખેગમા જરા લીધ, નઉતમ વ્રત કરવ્ય મુકવ્યા જેણે દાસ, પુન્યના ઠાઠ ઠરાવ્યાં; જુગતે કરી જેણે જાત્રા, જસ કેના નર જોગવે, સાંભળ સરોવર પારતા. ભાગ્યશાળી એ ભોગવે;

છપા.

ચઉદ ચોકડીનું રાજ, ખરૂ સુખ રાવણનું ખોયુ લુટાણા ગઢ લંક, ધન સહુ ધુળે ધોયુ; દેવતાતેત્રીશક રોડ, કરજોડી કહે નીત્યે, ઇશ સરખો ઇશ. શાશ પુરાણ ભીતે; તેસરખો રાણ રોળીયો, તે કામની સુખનેકારણ. તો હું કુણ ગણતી વીશે બુધ કરી આતુ બારણે. ઇંદ્ર સરખો અધીપત્ય, ઘેર ઇદ્રાણી રાણી. અપ્સરા અપરમ પાર, વરસે મુખ અમ્રત વાણી; અઇરાવત આસન, રીદ્ધ સઘળાંનો રાજા; બારે મેઘ વરતે વશ, જુગમાં વશ મહીમા ઝઝા. શહસ્ત્ર ભંગ શ્રાપે થયો. બહુ અપકીરતી બારણે. શામળ કહે શાણા માનજો, પરનારીને કારણે.

છપ્પો—નારીને જારી કામ, મોટમ પદ તેતો મકુ. ધરમ કરમને શરમ, નિત્ય બુદ્ધીથી ન કુ. ઘરી જે વેળા વાત, અધીક ઉત્પાતજ આવ્યે; કિરતાર તણોશીર કોપ. કોઠ વસાએ કહાવ્યો. નવગ્રહ વાંકા તેહને; લોહપઇએ રાહુ દશા, જે નારી જારી કરે, અવગુણ સઘળા તેમાં વસ્યા,

છપા

નાગી નિચ સ્વભાવ. ખાંતથી ખ્યાલજ બેઠો; પલકમા તોડે પ્રીત્ય. માયેઅવગુણ એ મોટો; રૂડી ન જુવે રીત ચિત ચતુરાઇ ન આણે; હત્યા કરતાં હત, ગુણ આવ ગુણ ના જાણે; વિશ્વાસ કરશે વિનતા તણો, તે મુરખ બાવા દેશનો, નીચ સ્વભાવ નરી તણો; શામળ કહે શંખણી સુવેશનો. કુળ રૂડની કામ, નિચસુ નીસરી જાએ; છેક નિચ નિર્માલ્ય, તે સતી કે સુરી થાએ, કાયર કેરી કાજ, અંગ અગનીમાં બાળે; પાપી ઘેર પુન્યવત, પતીવ્રતા નિત્યે પાળે, એક ઇકોતેર ઓધરે, બીજીઓ તેર બાળશે, વિસ્વા કરશે વિનતા, રીત પોતાની રોળશે

છપા——આળસ અદકુ અંગ, સારૂ કામ નવ સુજે; પર નરસુ જેને નેહ, બુધ એકે નવ બુઝે; ખાવું પીવુ બેસવુ; રમવુ જમવુ કે ખાવું; ન સુઝે શિવની શેવ; નાહાવું ધોવું ગુણ ગાવુ; અવિદ્યા અકો ભણે; સદવિદ્યા સરવ રહે પરી, પ્રેપટ કહે મે પારખી, કામની કામાતુર છે ઘણી.

છપો.——જે કો પુજે ઇશ; તેહ પુન્યવંતો પ્રાણી જે કો પુજે ઇશ. તેની કીરતી જુગ જાણી; જે કો પુજે ઇશ આપ્રમા સીદ્ધ ઘેર આપે; જે કો પુજે ઇશ, લાજ તેનીન વ લોપે; જેણે ઇશ્વર પુજીયા, તેને સપુત સ્ત્રીઓ સતી રૂપવંતી ગુણ આગળી; રૂડી કરમ રેખા રતી; શિવ પુજન સમરથ. તેહ ઘેર ઝુલે હાથી; શિવ પુજન સોહાય સપુત શીરોમણ સાથી; શિવ પુજનનુ મંદિર માંહે, તેહ

ઘેર ધરમની ધજા: પરદુખ ભંજન તેહ, વીક્રમાજીત કે રી વજા. પ્રથી કરી પસાય તે, અતળીબળ કેહેવાણો આપથી. શામળ સતવાદી સલક્ષણા, તે શીવ પુજન પ રતાપથી.

છપ—પ્રે હાથીનું જોર, બહુ એ માંહે બીરાજે; વા ઘ સીંહની પેર, ગર્વ ગાંઠે તે ગાજે; તાપ કે ભુખ, ડાઢ જર૰ પાસે નવ જાએ, વ્યંતર ભુત કે પ્રેત, ચેટક તેનેન વ ચાહે, મદીરા શોર સવા તણો. કેફ કાયામાં વસે; શા મળ દુઃખ વાળો દુઃખ કહે, તો જર વાળો હોડે હ શે જર ત્યાં સઘળો જોખ, જરૂર પણ જાણુ છે, જર ત્યાં મહીપત મોજ, મન ગમતાં માણે છે, જર સાથે અહંકાર, પ્રીત પરાણે જોડે, જરને બહુ સનમાન, મા નુનીહેતે મોડે; જર વાળો જશ ચાય છે, તે પ્રીત ઘણા થી પારખો; શામળ કહે જર હીણ જન, નિરધન તેશં ખ સરખો. નીરધન કહે સાચી વાત. જરવાળો કહે જુઠી; નીરધન ગાણુ ગાય, જરવાળો જાણે ઉઠી. હાહા કહે સહુ લોક. જરવાળો કહે જુઠું; શીશ ઉપર રાચંત શીશ વીના દઈર રૂઠ્યુ; ચોદ વીદ્યાનાં ચાતુરી. ગર્થને ઘેર વાસો વસે; કર્મ ધરમ શરમ, શામળ કહે ગર્થ લો ભી હશે.

છપા ભગતનેવાલો ભગત, જગતને વાલી વાતાં ભો ગીને વહાલોભોગી, જે જેને ચીત્તચાતો સચાને વહાલુ સત, જુઠાને વહાલુ જુઠ; કામીને વહલો કામ, રૂડાને વહાલુ રૂડુ; જેને જેવુ તેને તેવુ મલે, ગુણે ગુણ જેતાન

ળે, કવી સામળભટ સાચુ કહે, તેને તે સફળે ફળે. રૂડા માં રૂડો રામ, નામ અમરતપે આપે; વર કન્યા ચો રી માંહે, બેસતા કહેતો કોપે; ગણપત નામ ગુણવંત રૂડે કામે સહુ રીઝે; ગરતુંક સમે નહી મેલ; ખ્યાલ કરે સહુ ખીજે; જ્યાં જેવો સમે હશે તેવો તને ગુણ કે, શામળ કહે ભાવ ભુંડા પરે, તે રૂડી વાત શાને રહે.

છપ્પો.

રમઝમ કરતી રંભ. રહેતી પાળીને પોશી; થયાંશિસ ગુણ ગાત્ર દશા બાધો કહે ડોશી; હતુ જોબનનુ જોર. જા ર ગુણ જેના ગાતા; પડી ગયા છે દંત, મોટમ પદ કહે સહુ માતા; વાંકા અંબોડા મુકતા; શોભાવતા સામદ સ હુ. તે કેશ ધોળે કર લાકડી શામળ બકતા દીઠા બહુ. જોબન માંહે જાર. રીષ રામાનું રગીયા; જોબનમાં જ સવંત, ભારે ભોગી થઇ લમીયા, જોબનમા જરકાજ, જુઠાં કરતાં ન૨ જોયુ જોબનમાં જશ લીધ, ધરમ કરી પાપજ ધોયુ; કો જોબનમાં છકીયા, કો હોઠ હરામી લાગીયા, જોબનમાં રહ્યા છકતા; શામળ કો માયાએમા રીયા. કો જોબનના જોર, જશવતા એ જોગી. અડસઠ તીરથ આદી. ભાવ ભરપુરે ભોગી. કો જોબનના જોર, યા ન્યાયવંતા પ્રાણી. કો જોબનના જોર થકી વીધ્યાર સ વાણી, રૂડુ ભુડુ જે સત અસાત. તે જોબન પણે થકી ૨ થાયછે, શામળ કહે બુદ્ધ કબુધ્ધિયા, કો જોખ કરતાં જાય છે

છપા.

પાણી જે કો નર, તે નવ જાએ વાંકી, પણી જે કો નાર, તેહુ દક્ષમાં બહુ ડાહી. પાર્ગો જે કો નાર, કંથને રાખે રાજી, પણી જે કો નાર; સસુને વાલો ઝ ઝ! પાણી નાર પ્રપંચમાં શોભા પામે બહુ સાથમાં શામળ કહે શામા સલક્ષણી. હેતે નાવે હાથમાં, સ્ત્રી ચરીત્ર લખ ચ્યાર, બ્રહ્મ સરખા જયાં ભુલે; કામની ચરીત્ર ક્રોડ દેવતાનુ દઈવત ડુલે; નાર ચરીત્ર નવરંગ, રૂપ દખી સહુ રીઝે; તિનાનો ન વિશ્વાસ, ખરૂ હોય તો પણ ખીજે, નારીથી સહુ નીપન્યા, સહુકો જન એમાં સમ્યા; સુર પુરપંડીત સહુ; ભ.મની ત્રીપૂરંમન

છપા

નારી નીચ સ્વભાવ, લોભ થકી લલચાએ; નારીની સ્વભાવ. નીચને સંગે જાએ; નારી નીચ સ્વભાવ, પરિયા સામુ નવ જુએ; નારી નીચ સ્વભાવ પડ પેતાનુ ખુએ; પાપ કરતાં પાછુ નવ જુએ; નીચ બુદ્ધિ નીત નનાચે; સામળ કહે મુરખ માનની, પુરણ આલકે પાનીએ, હરિશ્ચંદ્ર સરખો હરિજન, સત્યવાદીમાં સુરો; વશિષ્ટ શુકદેવને વ્યાસ, પંડિત માંહિ ગણ્યો પુરો; કરણ સરખો કલ્પવ્રક્ષ, દાતા ગણુ ડાહયો દાની; યુધિષ્ટર જનક વૈદેહ, મહીપતી માહા માની; સ્વામી કાર્તીકસ્વામી રામજી, ભરત શતરૂ લક્ષ્મણ કહ્યા; એ કામની કુખે અવતરયા, કરતા રસ મહા કવિયે કહ્યા, પાંડવ પરાક્રમ પાંચ, પ્રતાપમાં ... પીતી, ફેરસાભર ફેરશરામ, ને

ક નક્ષત્રથી કીર્ત્તી; અજરાજ દીલીપ દશરથ, રઘુનકુ ળના રાજા; કઇક થયા કેક થાય, જશવંન પુ'સજનઝા ઝા, પ્રેમદથા સહુ પેદા થયા. ભાગ્ય સુભગ્ય ભાવે ભ ણ્યા; શામળ કહે સ્ત્રી મોટી સર્વથી, જશાંત જનુ નીએ જણ્યા કામ કરતે ઘરદાસ, ક્ષમાં ધરતી જેવી; ગુણ કામે ગુણ કાય, અનાથ સામે ઇષ્ટ આપે; લક્ષ્મીશી લાલેહેર. કંથ સાથે નવ કોપે; સ્નેહ સાસરીયા સભા. કરમ ધરમ ધ્યાને ધરે; શામળ કહે શામા તે સતી ભો જી વંતર વેખલ કહે.

છપ્પે.

શ્રી અન્ન પુરણ ઇષ્ટ. શ્રીષ્ટી સકળની કરતા, અ ષ્ટમા સિદ્ધ નવ નીત્ર, ભંડાર ભરપુરે ભરતા. ધર્મ કા મ અર્થને મોક્ષ, દયા રૂપ છે તું દેવી; વરૂણ વાયુ કુબે ર, સુર સનકાદીક સેવી; મન વછાંત દે માવડી, ચિત ની ચીતા કર ચુરણ; સુખ સાગર સાગરી ભણ્યો; આંદ શક્તી અન્ન પુરણા. ચહુ ચતુર ભુજ ચરણ, માગુમી પાયજ લાગુ. અહુર નીશ આગુ ધ્યાન, માન મોકો જશ માગુ મુનિવર શ્રી મારકંડ, બુદ્ધ સાગર પંડિત કીધા કાલા માંઘ કવિરાય આભય વરદતા દીના બુદ્ધિ સાગર બુદ્ધ નિધાંનતુ; કંકરન કવિતા કીજીએ; કર જોડી શામળ કહે, જ્ઞાન અમૃત રસ પીજીએ; ગણ પતને નામુ શીશ, ઇશ જગદીશને આરાધુ; પુજુ પવિત્ર ક્ષના પાય, સત વીદ્યા સુત સાધુ. શ્રી ગુરૂ વંદન ચર ણુ, અશરણ શરણ રહીજે. શ્રી અન્ન પુરણ ઇષ્ટ

દેવ. કીરતી તેની કહી જે; જગદંબ અંબ જગદીસ્વરી જશાતંબ જાપ જાપુ જથા. સ્ત્રી ચરીત્ર શુક બોહોતરી, શામળ કહે કહ્યુ કથા;

છપા.

કામનીને વશ કંથ, તેહ બુધના બુડો. કામનીને વશ કંથ, કલંક તેને સિર કુડો. કામનીને વશ કંથ, હોડ હીમત તે હારયો. કામનીને વશ કંથ, વાણ મોતે દઇવે મારયો નારીને વશ જે નાહોલો, ડાહ્યો પણ મુરખ જાણવો, શામળ કહે સ્ત્રીએ છતીયો, શુરો કાયર મન આણવો સ્ત્રીને સજાવ્યો શણગાર' લઇએ ગાલાડ હસાવો. હેમ મોતીના હાર, ઘણા ઘાણા ઘાટ ઘડાવો, નારી કુંજરના ચીર, પેહેરાતી રંગે રમાડો. અન્ન મેવા પ સાર. જુગતથી નીત્ય જમાડો. શામળ કહે પુરૂષ માકમી' રામાને વેચાણ રણે થઇ રહ્યો, રૂડો બુડો વારતા, કામની આગળ રણે કહ્યો.

છપા—ટાહાડ તડકોને થાક, દુઃખમાં દારૂણ દુખ. હેમે ગળશે હાડ, વેડવી ભુંડા ભુખ. નથી નાત ઓળખાણ નથી કીંકર થઇ રહેવુ રાખી શકે કો રાખ, દાન એક રીએ રેહેવુ ગરથ ઘણો મારી પાસ છે. જરૂર રેહેવું છે જામની. શીવ સાખથી સુણ્યુ કહ્યુ, કથન ઉકેલે જે કામની.

છપા.

બ્રહ્મહત્યાદિક પાપ, દેવા દઉ તુજને દંડ; કપટ કરૂ જો કુડ, મેલુ લાંપી કે ખંડ, શ્રી સુરજ ચંદ્રનીસા

ખ ભુડુ વચન ન ભાખુ; રામા કહે રામ હુવાઈ, જી વ ખરોખર રાખુ; સતર વરશ શિવ પુજીયા, મહારાજ પ્રસન છો મુને. તે સરવે અફળ થજો, જો ઉનો આં ચ આવે તુને.

છપા.

મમતે ખરચે દામ. મમતે વીવા માંડે; મમતે ખુવે શીશ, મમતે રાજા દંડે. મમતે હોડે હોડ, મમત તા શીશ કુટાવે. મમત ચડાવે આળ; મમત તા માન મ ટાવે. મોટા પુરૂશ સહુ માનજો; રૂડી વાતોમાં રેસજો; શામળ કહે જીત્યો જગ વીરો, તો મોથ્યા મમત સ હુ મેલજો; મમત તજાવે દેશ, મમત તો રાજ મુકાવે મમતે ખુવે શરવે શરમ. મમત ચતુરાઇ ચુકાવે મ મત થટાવે માન. મમત અપજશ અપાવે. દુખને દ્વા ગર તે મમા, ઝેરનો વરખ તો પાવે મમત નાઠમ નહી રહે, મમત થકે મ વુ પડે. શામળ કહે મમત સ હુ મુકજો. મમત માંહે ન તુ પડે.

છપા

નારી ચરીત્ર નવલખ, વરણવી ન શકે વેદ; ભાગી જાણે જે ભારય. બ્રમા ને બ્રમા ભેદ; શુરા નર સમરથ, કામની આગળ કયરે, પંડીત પંચ પ્રમા ણ માનથી મુરખ માહ્યરે કાપાણ દસ કંઠા ગમે ગોરી આગળ ઘેલા સહુ. આજી જીતાએ જુવતીએ. શામળ કહે ખુધવંતા બહુ હરીચંદ્ર ઇંદ્રને ચંદ્ર, વારચો વાયુ વ રણ; યુધિષ્ઠર અરજુન જશવંત, ભોજ વિક્રમને કર

ણશે, અંહકારી અંહકાર આણશે; શામળ શીમા આ
પ્યા તણી, મંગણ જન મન માગશે. કણબી થી મોટુ ન
હિ કોય, આપ વે અન્ન અનેક; અકલંક અગણિત આરૂ.
અહરનીશ સાંજ સવેરા; સુખડે માણો સરત, ખાય ખ
રચેન ખેલે, પરભોગી પરદાન; રિદ્ધિ ખરચે રંગ રેલે, ભો
ળો કણબી ભુંડલો, આપતે પાછુ નવ જુવે; શામળ ક
હે બીજા બાપડા, રિધ ખરચતાં કહે રૂવે. મળે કણબી
જો કોય, જાચક સહુ એને જાચે; બાંજે હોય બળવંત,
રંખે કો તને જાચે; નહી કહે કણબી નકાર, શરમા
ઓ શરમાશે; કદાચ નહી અપાય. તોય કાયામાં કર
માશે; બીજાની પેરે બળકરી. નાકર પોકારી નહી કહુ
ધરતી તણો, એ ધાનીકે કણબી વહે. જાચક ને જશ
વંત, જશ કણબીના જોડે; માગણ જે મહા મુલ્ય, હાથ
હળપતપે એડો. નત્ય કીજે નવરંગ, નેક કણબીને
નાચો; બ્રહ્મણ ચારણ ભાટ, જરૂર કણબીને જાચો
વાણીકને મેહેસરો વેગળા એથી અ થ તો નહી સરે
શામળ કહે કર જોડો કરબણી કને, હળપતી કરોડ પ
તી કરે પ્રથમ તો પ્રથવી પત કરોડ સુકત કરનારો; ત્યા
રકેડે છત્રપત. નરપત મહીપત મહા મોટો તેથીજરપત
છત વણે સહુથી ખોટો; સર્વ જીવે હળપતિ બળિઓ
બહું; હળપતિ કેડે જરપતિ જગત, શામળ કહે શાખે
રહું, વાઘણી બળીઓ બળદ, ધરતીનો ભાર ઉપાડે
વાઘ હણે જે જીવ. બળદ તો જગત જીવાડે વિવજીએ
સરજી સ્રષ્ટી, પ્રથમતો કણબી કીધો; પોરી તો સરજ્યો

પછી ધીર, વરદાન એ એને દીધો; ઉપડો ભાર તમો જગતનો. કરો કાશદુ ખડ ધન જમો; છતવત અદેસ હુ છોકરો; ભા ભા કહેવાતા ભુતગ ભમો. સેવજો કો નર દેહ નીચ. શેવજે વરાવયુ વાડ સેવજે કો અત્મે અક્રમે. ખાતર પડો કે ખાડ, સોજો કો ભટ કે ભુવ, સો જો જાચક કે જોગી; રોજો વરાણુ અવરાણુ, સો તભિક્ષક કે ભોગી; સેજ્તે કાછિયા માછિ, ગોલો છીપો કે છાણીયો; શામળ કહે અથે સરશે નહી. જો વખાણુ શો વસો વાણીયો

શોકય વીશે છપો.

જેના ઘરમાં શોક, કામણ દુમણ તે પાસે. જેના ઘરમાં શોક, વરતીક વસે તે વાસે. જેના ઘરમાં શોક, બેટા માણસ કાંઇ ખપના. જેના ઘરમાં શોક, તે હેને તો છના છપના. જેના ઘરમાં શોક છે, વીનતાઓ આખો દીન વડી. શામળ કહે સ્વામી શોકનો, સુખે નવ સુવે એકે ઘડી. જેના ઘરમાં શોક, તેણીયે બ્રહ્મ હત્યા કીધી. જેના ઘરમાં શોક, ધાપાણ મારગી લીધી; જેના ઘરમાં શોક, તેણીએ વરત ઉથાપ્યાં. જેના ઘરમાં શોક, ગળાં લોકોના કાપ્યાં. નવણ પુરાવ્યાં નીરનાં, મારયાં સાપને સાપણી. શામળ કહે શોક એ સષ્ટીમાં અરસપરસ એ પાપણી. લેહુ ાંપ નોતી લખવારે; લે ઢાને પાયે હોયે. મંગળ ચોથો મેળ, કઠણ કુજોગે કહુંયે. બારગો રહુ બળવંત, દશા પણ રાહુની રોગે. નવ ગ્રહ નીબળ તાંય, ભાગી

ણના બોજે. એટલા શ્રદ્ધ જેમ દુખ દીયે, કપ્પના વ ઠાવે કાળનુ. શામળ કહે તેથી શત ઘણું, દુઃખ શાક ના સાલતુ.

હરતી સીંહને પ્રીત. પ્રીત વાઘને હરાણાં. અજ ગ જને પ્રીત, પ્રીત તાપને તરંગાં, ઊંદર બોલાને પ્રીત,પ્રી ત મીનાને સ્વાન. પ્રીત સ૫ને નોળ, પ્રીત લગનને ધાના. પ્રીત વીપ્રને વાતીયો. પ્રીત અસુર ને સુર ચો કનું; શામળ કહે પ્રીત તેવી સહુ, પ્રીછજે સકલ શ્રસ્ટા મા શાકનુ. પ્રીત સરપને ગરૂડ પ્રીત કાગળને પાણી; પ્રીત સ તી ગુણકાય તજે તસને તે ઘણી. પ્રીત અગનીને નીર;પ્રી ત જેમ સાચુ જુઠુ. પ્રીત તસ્કરને દાડ પ્રીત રીઝાણ ને રૂકે. એમ પ્રીત વેર લક્ષાગમે, કહે શામળ કહુ શું કથી; દુખ દેનાર સંસારમાં, શોક સમાન બીજુ નથી.

છપો.

કો એક સિધ્ધ સુજાણ, કો એક જાગલા જોગી;કો શાત વિદ્યા સુર, કો એક બ્રહ્મ વિદ્યા ભોગી કેયક ભાવિક ભગત, કોયક પરમારથ પ્રીતે કોયક સટક સપુત, કોયક ગાવટ રીતે. કોયક ચતુર વાદીયા, કોએકના મંત્ર સરૂ ભેરુળે શામળ કહે રણે માનતા, સહ વિદ્યા શી મજે ગાચે વર્ણાગત ગાત, તીલક છપાંને માલ; સાચો લક્ષ એક, બાકી ચતુરાઇનાચાળ; નાખચોળીનારા લાખ, ન ગનથઇ અંગ ઉઘાડે; જવલ જાણે જોગ, માયાની રીત રમાડે; કો દારા ના ચીઠીયો સામદામ કરે શોવડાં; જતી પણુ કો જગમાં, બકી જાડા પાડા જેડા ટોપી વાલી

નાક વેગ ધરે વેરાગી। રામ નામ કોશમાં ખાય મટુગરી. માગી કાન ફુટ્ય કઇ કોડ, જગ જાણ્યા જગમ પેગંબ રંગ તીર.ઓઓ શોત્રન સંગમ; પીત્રીને પોખે પંડિત,મા ની ઇછા તેથી વલે; શામળ કહે જોઇ જુઓ સહુ. સ દ મરન કોઇકનું મળે. ભગવાન કરે બ્રહ્મચાર. બ્રહ્મા રમજ કોઇક પાળે ઉપકીત પામે; શ્રી પત, માયા મ ન કીયકં ગાળે, વચ્ચે રીપ પુરાણ. ભગુન રો કો જાગે;મુ લ્લાં જાય મસીત, મપચથો પાયે લાગે; શાખી સદ વી ધા મળે, મંત્ર ફળે જોક લાખમાં; શામળ સિધ્ધાઇ સમ જયા વિના રિધ નાખે ખોટી રાખમાં,

છપા—કરે કલ્યાણ શ્રી કૃષ્ણ, કહે કવીતા કરજોડુ ગીરધારી એ કુળચંદ, મકંમ આપે જે મોહુ, જાદવ છ પન કરોડ, છત્રપતિ તેના છ જે; જન્મ મરણ જંજાળ, ભીડ ભન કેરી ભાંજે; કરૂણા નોધો, કરૂણા કરો એમ કહે કવી, કથા કીરતન શ્રી કૃષ્ણનાં શામળ કહેકહુનીત નવા

છપા

કાળી નાગણાં કેશ, કામનીને શીર કપોલે; માંગ ખડગ મહા મુલ્ય; લટ શુભ રાગ શમતે લે; ચક્રતચં દનકુંર, બાણુ બરછી આંગ્ણી નેણાં. ચપળ ચક્ષુણાંઅ રસ વદત અમૃત મુખ વેણા, ગતી ગયંદ કટી કેશરી.સી હલંકી શોભીત સદા આજ અંગ ઓપીત અધીક, તુ જેવી નવ દીઠી કદી. સમુદ્ર શોભીત શાત સહુસ્ત્ર, લસ ધાલેહેરા લે છે, મદ જોબનમાં તંગ, ઉપવા રોખે રહે છે, ભોઠ ખાણુના માર, શરમ ધરમ તે ધારે; કામણ મોહ

ને કોટ, દોંશ કરતામાં હારે, લલ કોટ નરસીંહ વાત; અનમો અંહકારીશુ અડે; તે જાર માર કાયર કરે, તુ જ આદ આશાથઇ પડે.

॥૭૫॥

ગરજે ગુણ ગમાય ગરજ વિદેશ ચલાવે, ગરજે ભાર હીએ શીશ; ગરજ પીષ વેર અલાવે. ગરજે આપે ગાથ, ગરજે બોલાવે અન્યા ગરજ વીણ સરવે વ્યરથ, ગરજ પરણાવે કન્યા. ગરજે ઉંચ જાય નીચઘેર, ગરજે રાવ રંક થઈ રહે; વળી ગળી ગરજ ચાકર થકી, કવણ નકાકા નાકહે; નરવેશ ધ નાર, નર આગળ જઇનાચે; ગરજ એડાવે હાથ, ગરજતો જરનેજાચે; ગરજે ચહેછે વાંસ, ગાય ગુણવંતા ગીતે: ગરજ ઠમકાવે ઢોલ, કરે પરાણે પ્રીતો; નીરમાં મુકેછે નાવડા; બુડે કે તેતો તરે, શામળભટ સાચુ કહે, ગરજે કડુ ઘેરૂ કુંપરે.

॥૭૫॥

અતીશે જેને માન, તે નારી કરશે જારી; અતીશે જયાં ઉપમાન, તેહ વિનતા વ્યભિચારી; અતીશે નારીમુખવંત, તેહ નર બીજે રીઝે; અતીશે દુઃખ દરીદ્ર, તેહ બુદ્ધ રાખે બીજે; અતીશે પ્રીત વીન ગાનપર, અતીશે નાડણ ઘોડણ નીત્યે; શામળ કહે સુભાગ્ય સલક્ષણી, ને ચાહે નર બીજા ચીતે. પીએ મદીરા જે નાર; જુવે વન વાડી સરોવર; નિત્યે જાતરા જાય, તેહ ચ્છે પરઘર નર: અતીશે વાહાલાં વાજીંત્ર, તાંતરસ ઉર દલ દાડે; અતીશે ચપળાઇ ચીત્ત. હાસ અહિ મા

ણુ મેડે; અતી લોભી અતી લાલચી, અતી નીઃશંકપ રથર રડે, શામળ કહે કુળ સુદ્ધ હોયે કામની, ત્યાં લ ક્ષણથી ગુણ ઘટે.

છપા —જુગારીનાં શણગાર, કંચન કથીરના કરીના એ; જુગારીના મંદીર મેહેલ, શેહેજમાં ભુડુ ભાખે; જુ ગારીમાં જે ગુણ, અવગુણ થાય અલેખે; જુગારીજે દી જન, દરીદ્ર થાયે તે વેખે; નપુશક ઘેર જેમ નારી યાં, રીઝ થકી જેવી રહે; તેમજ જર જુગારી હાથમાં સામળભટ સાચુ કહે;

ધન મુકે મા બાપ, ખ્યાલેઉંઘ કરમો ખુવે; ભ રયા હોય ભંડાર; સુખે ઘડી નવ સુવે; મા બાપે આપી હોય ભોમ; પુત્ર પાપી નવ પાળે; કપુત કહેવાયે તેહ, જે કો વેર ન વાળે; કપુત કહેવાય કલક્ષણા, જે જરવંત થઇ જુગટુ રમે; શામળ કહે સતન આચરે, ગોવિંદ નામ તેને નવગમે.

છપા

માન દાતા સરખો મહીપત; વેદ પુરાણે વરણ્યો; અ જી કેહેવાણો આપ, તે પ્રથ્વીને પરણ્યો; ભરપુર ન રને જોખ, કંચણાપરણ કાંઇ નવ ઠરશ્રે, હીરા માણેક રેમ, તેહ ધરતિમાં ધરીયું; શ્રષ્ટી સજી જે શિવજીએ ચિરંજીવી કો નવ રહ્યો; એક કોડી સાથે ગઇ નહી, હાથ ઘસતો ખાલી ગયો. એવા લાખ કરોડ, દેવ દા નવ બહુ દીઠા. કાળનુ ચવેણુ સર્વ, કંઇ ખારા કંઇ મીઠા. કો મુખમાં કો મુઠીમાં, કાળનુ સરવે ખાજું;

ક્યાં રંક ક્યાં રાય, જરૂર સહુકોને જાવું. જર ખાચ્ચો તે જીતીયાં, રાખ્યો તે રોયા ઘણા, પ્રથીમાં દાટ્યું તેના પાપ. ચિત લક્ષમીએ ચઢી છે ધન પર વાળી ધુળ તેહને મુખ પડી છે, જર ખરચ્યો જમણે હાથ; તઈ તો રિધ્ધ જ રઝીયાં, લાભ સવાયે કોડ. મેહેનત કરયા વણ મળિયા; ડહાપણ કરયા તે ડુલીયા; જર સંચીત ખુડયા બહુ, કો સાથે લક્ષમી નવ ગઈ; સામળ કહે સમજો સહુ.

છપા.

શત ભગ પામ્યો ઈંદ્ર, ચંદ્ર ખઈરોગે ખપ્યો, પાંડવ ભમીયા વન; કોરવ કુડ બુડા પાપે. સમિયા કઈ ચક ભ્રાત, વાલ વધમાન ચઢાવ્યા, રાવણે ખોયું રાજ; તાજ દશકંધ કટાવ્યાં. આદ અંતને આંજલુ, નર નાર નિશંકા થાય છે; શામળ કહે સુખ સાગર તજી, જરૂર જમ લોકે જાય છે; પરનર નારશું સ્નેહ, તેહ સુખે ન સુવે; પરનાર નારશું સ્નેહ, જીવ જરૂરી ખુવે; પરનર નારશું સ્નેહ, તેને દીવાન દંડાવે; પરનર નારશુ સ્નેહ; તેને ખાંડણાં ખંડાવે, પરનર નારશું સ્નેહ, ઈજા આબરૂ જશ ખુવે. શામળ કહે સંગી વેગળુ, ખરાં પંખીતા ફરતાં થશે; માને નહી માબાપ, માને નહી શજન શાહાજન, પુરણ તેના પાપ; માને નહી મહીપત માહાજન; કોટી લક્ષ કલક, ચડાવે સહુકો શીશે; વાંકા નવગ્રહ નિત્ય; વાંકા ઉમીયાપત ઇશે, લોહિ પનોતિ નિત્ય નિત્યે, ચતુરભુજ ચિતે

નવ ચઢે; બારમે. રાહુ બહુ દુખ દિયે, શામળ કહે નિશ્ચ નરકે પડે. જાય જરને જોબ; રોપ બેશી ન રેહેવાયે. ઓશીયાળે આખો દશ. કલંક કોને ન કેહેવાયે. સુખ નહી સુતા સેજ; તેજતો તનનુ તજે; જુરીમાં રેહે જીવ, ભાવે ભગવાન ન ભજે. પુન્ય વાત પ્રીછે નહી, તીરથ વ્રત તે નવ કરે, શામળ કહે પ્રીત પરનારની, તે ધરમ વાત મન નવ ધરે,

છપ્પા

જેને જે પર લગન, તેને તે નજરે દેખે; મન સાથે રહે મગન, પ્રિયજન તેને પેખે; રૂડુ કે ભુડુ વ્યસન, તેહને તેહ ગમે છે; જેને જેનો ભાવ, જીવ મન ત્યાંહાં ભમેછે; લગન અગની જહાં અડે, કોડ વાર શુ કહુ ડથી; તે દેખે છે નેહને, બીજુ દ્રષ્ટ પડતું નથી; રંક સંઘાતે પ્રીત, તેહ તેને મન રાજા; નગાણા સાથે નેહ, તેને મન ગણ તે ઝાઝા; મુરખ સાથે મેળ, તેને મન તેતો બલિયો; કાળી કરૂપસું પ્રીત, તેને મન ગોરો ગણિયો; મિતને અવલેણ આડતો નથી લોભે લક્ષણ જાય છે; લોણા દશે બહુ અવતરે, ગુણ તેનાસહુ ગાય છે. કાં બાંધવ કાં બાપ, કાં સહોદર કાં સાથી કાં ઇષ્ટ કાં આપ, સસુર પપ મામો માશી; મઇતરી કલત્ર કે પુત્ર, ઘરસુત્ર ઘરૂણી કે ગેહ; જનાવર પશુપક્ષાએ, દેહ ધરી જે દેહા; રણ શબંધ લેણા દેણા થકી, સુખ દુઃખ દેવા પ્રગટે બહુ ગાલો વેરી. કે વશીકરણ, શામળ બાસતે બુઝે બહુ

છપ્પા

પક્ષિમાં ભડતો કાગ, ચોપગમાં શિયાળ સરિયું; નવીસાદા નર માહ, ભાંડવિધા તે ભણીયું; કારિગરમાં સોનાર, ભડ ચોરાબંધ ચાડિ; ભડ જોગી રાઘર ભણુ, અકલ ફેલાવે આડી; ભડ કેવાયે લાલચી, ભંડ ગુણકા ફેલાલાગી; શામળ કહે સહુ લોભવશ, મહાસ્ત્રિ ભંડ તે માલાગી; હરે પારકું મન, વશિકરણ જેવી વાદ્યા, અહુનિશ રાતને દિન, કરે નિરબળની નિંદ્યાસુઘડ થાયે શરણ, મોટમ પદ રાખે મુલે; રાજદ્વારે જે જાય, ભારપુર રહે ફુળફુલે; પારકા મનની પરિક્ષા કરે, અઢાર વરણથી અદકી ઘણું; શામળ કહે સહિયર તેહની, રીઝવે મન રાણી તણું

છપા

છાનો ન રહે વરસાદ, છાનો ન રહે જે ભાગીયો; છાનો ન રહે રણીયો; છાનુ ન રહે વેર, છાનું ન રહે ધન રળીયોઃ છાનું ન રહે વ્યશન, ઉત્તમ કે અધમ મળીયો; દાતાર ઝુઝાર ગાનાર નર, હડકાયું પાપ શું કહું કથી; શામળ કહે ઉગ્યો આયમો, જાર છાનું રહેનું નથી. છાની ન રહે પ્રીત, રીત બડીકે રૂડી; ચેતે સહુકો ચીત્ત, દેશમાં વાજે ડુંડી; કરીએ ઓરડા માંય, ચઉટામાં જાહેર થયે; તોલ રહે નહી તાંહ, લોક સહુ લોહેગા લાહે; સહિયર સુને નથી સુજતું આંધવે ન મળને ગુણ ઘડે; મળતાં તો માંથું જશે, શામળ કહે તેના ઠાર મરે.

### છપા

કંચનનીજ કટાર, પેટ કોય નવ મારે રાફ્ સાપના માંહ, ભાવે હાથ નવ ભારે. હળા હળ ઝાજુ ઝેર, વ ગર વાંકે કોણ પીએ; પારકી રાડ વઢવાડ, મુરખકી ણ માથે લિએ; અધિક આંચ અગ્નિ તણિ, મિતે કોણ તેમાં પડે. શામળ કહે શાસ્ર કરે શણપણ, પર નારી નિશ્ચે નડે; પરનારીની પ્રીત, કઉરવ દલ સઘળુ ખોયુ; અઢાર ક્ષોણિ આણ્યા અંત, ધરમને ધ્યાનજ ધોયુ; વ કહુથ વાદર વાલ, વિરાધ તણો છે વિર, ભોજાઇ સાથે ભોગ, સઘ પડયું અંતે શરિર, એવા લક્ષ કો કોટિધા, કેતાં તેકહુ કથી; શામળ પરનાર સંગથી, નર કોઇ સુખ પામ્યો નથી.

### છપા

માણે મેરૂ માંહ; પેઠી ગુફામાં પેસો શેષ નાગને શરણ, શીશ બાહુર થઇ બેસો અરણવ જળ અપ્રાધ, રીઝથી રોખે રાખે; ધર્મરાજાને ધામ, કામ કરતા થએ, રવિમં ઠળ રીઝે રટે, ધારણ બાંધી ધલહલ ધરે; શામળ કહે મોત મુકે નહી, કાળ ખુટે નિશ્ચે મરે. ચડે રૂ ગિરી માન, પુરણ પાતાળમાં પેસે; હાકી જીતે હોડ, જોડ ર વિરધને બેસે; કરે ઉપાસન આઠ, સહ સિદ્ધા વિદ્યા સાધે; શુર પુર દ્રઢ ધીર, વીર વીર વીગતથી વાધે; તરે નીર અરધણાં, દવ થકી જે નવ ઠરે, શામળ કહે આયુષ મોત આવે નિશ્ચે મરે. કો એક કહેશે રોગ, કો એક ભો ભરપુરો; કો એક જરનો જોગ, કોયેક સંગ્રામે શુરો;

કોએ કહે બેહુ ભુત, કોઇ કહે કામી કુડો; વાસી ફાંસી ખાશી થકી, હેગાહુળ હડકવા હુવો; શામળ કહે કો છૂવે નહી, મોત આવે નિશ્ચે મુવો. સત અગન કરનાર. બહુ થયા બળી રાજા; ઇદ્ર ચદ્ર હરિચદ્ર, જનક યુધિષ્ટર ઝાઝા, દશકંધ દલીપ નિરદોષ, દુરજોધન અરજુન આરદ; રખી સખી દાવણ વેદ; વાલ સુગ્રીવા વાલ સુચીયા વારદ; અનેક એવા કહુ કોટિધા; મોત ન છૂતે માહનુ; શામળ કહે શાણા સમજજો, સરવ ચવાણુ કાળનું. શુકદેવ વેદવ્યાસ, કોડ પુરાણજ કીધાં; પાંડવનો પ્રતાપ, દાન અવેરી દીધાં; જાદવ છપન કરોડ, અતળી બળ કોડે કહાવ્યા; પુત્ર થઇ શ્રી કૃશ્ન, આપ નિરંજન આવ્યા; બળભદ્ર સરખા બહુ પ્રાક્રમી, ધરતીબાધી ધીરજ ધરે; શામળ જોરાવરી છૂવે નહી, મોત આવે નિશ્ચ મરે; કો કહે વ્યાધી વિપરીત; કો કહે જમહુતે ઝાલ્યો કો કહે પિત્રીની પિડ, કો કહે પરદેશો આલ્યો; કો કહે વાગ્યુ સસ્ત્ર, કો કહે મંદવાડ મોટો; કો કહે કામણ કીધ, ખરો વેરીએ ખોટો; વેદ શાસ્ત્ર પુરાણમાં, જશ પુરૂષ જુગતે જુવો; જગત ચવેણુ કાળનું, મોત આવે નિશ્ચે મુવે.

શોકયના સાલ વિશે છપા.

ઓરમાયાને વેર, વેર પિતરાઇ ઝાઝાં વેર સરપને ગરૂડ, વેર મેવાસી રાજા. વેર રવિને રાહુ, વેર ધ્રુદુલને શ્વાન, વેર હંશને બગ, વેર માઆગ્નુ શીર માન આદવેર એ સ્વભાવના, ચતુર લોકે કહ્યાં ચોકયન:.૧૧

મળી લખાણા શાસ્ત્રમાં, સાત લાખ વેર એક શોકય ના. કીધી બ્રહ્મ હત્યાય, લોભે ધન લુટી લીધાં, રમતાં મારયાં બાળ, દાવેથી વિષજ દીધાં, જોગીયે વગોવ્યા વિપ્ર, સાસુ નણંદ સંતાપ્યાં. પુરયાં નિર નવાણ. શિવના લીંગ ઉથાપ્યાં. શણગાર લુટયાં સતિતણા; પસાયતાં લીધાં પાપથી; શામળભટ સાચુ ભણે, શોકય પામે એવાં પાપથી; જેને માથે શોકય, તે સુખથી ન સુવે; જેને માથે શોકય, તે નિત્ય ગોડાં કરી રૂવે, જેને માથે શોક, તેહતો પુન્ય ન પીછે; જેને માથે શોકય અધરમ સઘળા તે ઇછે. જેને માથે શોકય છે, તે મનુષ મારતાં નવ બીહે; શામળભટ સાચુ ભણે, વિષ પાશે કાં પોતે પીએ.

ઓરમાયાને વેર, વેર પિતરાયાં પોતે; પટિદારમાં વેર, વેર જુવતી જર જોતે; વેર એક આહાર, વેર ભિક્ષુ પર ભિક્ષા; વેર નાઇ પરનાઇ; વેર શ્વાન શ્વાનને શિક્ષા. એવાં વેર અનેકથી, ચતુર વિચારો ચોકયનુ, શામળ કહે વેર સાસુ વહુ, પુરણ વેર તે શોકયનુ. વેર સરપને નોળ. વેર અગ્નાને તરણાં, વેર કાગદને નીર; વેર વાઘણુના હરણાં: વેર લોહ ને કાઠ વેર કોયલને કાગા; વેર પતંગને દીપ, વેર હંસા ને બગા; વેર વિપ્રને વરતિયા, વેર અસુર સુર બહુ કયી; શામળ ભટ સાચુ કહે સોકય સમાન વેર બીજુ નથી.

**છપા**

જેવું ધારીએ ધરમ, કરમ ભોગવવું તેહ; આણુ પાં

છું નવ થાય, તેમાં નહી સંદેહ; ખાએ સાકરને ગોળ પુરાણ અમૃત તે પેરે; કાચ કલીબને ખય; જોતામાં ક ડવું ઝેરે; શામળ કહે લખ્યાંછે શાસ્ત્રમાં; જશ અપજ શ સહુ ભોગવે; પુન્ય પાપ સુખ દુઃખ સવૈ જેહ કરે તે ભોગવે ચઉદ ચોકડીનુ રાજ, સીતા હરતે સવૈ ખોયું; ઇંદ્રજીત ઇંદ્રથી અધીક, અહંકાર ધરતે તે ઘેર્યું; સુ વર્ણની ગઢ લંક, સાત સમુદ્રની ખાડી; દશ કરયા દા પટ, વાંદરે વ્યાજય તે પાડી; સુરજ સામી રજ નાંખી એ, તે પોતાને મુખ પડે; જવભાર ન વધે તલ ભર ન ઘટે; જેને નડીએ તે આપણને નડે,

છપા।

ગરજ ચઢાવે વાંસ, ખુમ પાડે ને નાચે ગરજ કરાવે જાર, દૂખી પર નરને રાગે ગરજે જાય વિદેશ, ગરજે શીશ કટાવે ગરજ લોપાવે લાજ, ગરજ મરજાદ મટા વે અવગુણ એટલા ગરજમાં, વખાણ કરૂ કેતાં વળી શા મળભટ સાચુ કહે ગરજ સાંકરથી ગળી;ગરજ કરાવે વેપર ગરજતોભારવહાવે ગરજ નમાવે શીશ કવગણ કાકા કાવે ગરજ ઓડાવે હાથગરજ દખોલજ સાંખે ગરજ કરાવે વે ઠ ગરજ નરકે નાંખે ચોરિ જારી જુઠુ જુલમ ગરજ માંહ અવગુણ ઘણા શામળભટ સાચુ કહે ગરજમિઠી માં નહી માણા.

છપા—માંટિનું નહી માન તેનું ો છીત ખો ટું માંટીનુ નહી માન; તેને શિર મેહેણું મોટું; માટી નું નહી માન; સંતાપે નસુદી સાસુ. માંટીનુ નહી

માન, કલંક તેને શિર ફાંસુ માનની મોટી માન વિણ જુવતી જોખમ જાન છે, શામળ કહે હેય સલક્ષણી. હળવી પીંપળ પાન છે. માનનીને નહી માન, દુબલી હોયે દહે. માનનીને નહી માન, ગુણ માને નહી એ હે; માનનીને નહી માન, ઓશીયાળી આખે દીશે; માનનીને નહી માન, કલંક સોએક તે શીશે. સતવતી હોય સલક્ષણી, વરગુણગણી સુવાન છે; શામળ કહે સ્વામી હેત વણ, હળવી પીંપળ પાન છે.

લોભ વિશે છપા.

લોભે જાએ જીવ, લોભે તો લંઠ કેહેવાયે; લોભે કોપે દઈવ, લોભે હિન હાણુજ થાએ; લોભે જાએ લાજ, લોભે તો કારજ કુડે; લોભ મટાવે માંજ, લોભે સત બાહેર બુડે. લોભથી લક્ષણ રહે પરાં, લોભ ત્યાં સંકટ સુણી છે; શામળભટ સાચુ કહે, લોભ પાપનુ મુળ છે. લોભ ઓડાવે હાથ, લોભતો ભોખજ માગે; લોભ મુકાવે માન, લોભે તો પાયજ લાગે. લોભ કરાવે પાપ, લોભે ચોરીને ચાલી. લોભથી શોકય સંતાપ; અકલ ફેલાવે આડી; લોભ લક્ષ અવગુણ વસે, લોભ ગણાવે લંડમાં; શામળભટ સાચુ કહે. લોભ પાપીયો પંડમાં.

વાત કરવા વિશે છપો.

વાત કરતાં વશ લોક, વાત કરતાં વશ વેરી; વાત કરતાં વશીકરણ, વશ થાય જનાવર ઝેરી. વાત કરતાં વનિતાય, વશ વરતે વિવેકે; વાત કરતાં રાજાય. ઠંડ નવ ડંડાય નેકે. વશીકરણ જાદુ જુગત, વસુધા વશ સ

હુ વાતમાં૰ શામળ કહે વાત મીઠાશથી, ભજે ભામનીની ભાતમાં રીઝવ્યો રીઝે દાતાર, રીઝવ્યો સુમ ન રીઝે; રીઝવ્યો રીઝે કો સુર, કાયર રીઝવેથી ખીજે; રીઝવ્યો રીઝે પંડીત, મુરખ રીઝવ્યાથી મારે; રીઝવ્યો રીઝે ભક્ત, હરામી રીઝવ્યો હારે, રીઝે રાગરંગી રીઝવ્યા, રીઝે જુગાર જુગારીયો. શામળ કહે રીઝે ઘણું, નર રૂડાથી નારીઓ.

શોભા વિશે છપો.

શોભે એકલો સિંહ, સિંહ બેઠો હોય ધ્યાને; શોભે એ કલો દાતાર, કરે તે પુન્ય છત છાને; સોભે એકલો જા ર, પરનારીની પ્રીતી. શોભે એકલો ચોર, જેહને ભુપત ની ભીતી. સિંહ વન શોભે એકલો, શોભે એકલો સુર નર, જાર નર નારી એકલી જે તાકે નિત પર ઘર;

છપા

જે નારીને લાડ, ભોગવે પર પુરૂષને; જે નારીને લા ડ, કરે કુંડા સરવને; જે નારી નિશંક, કરે જોરાવરજા રી; જે નારીને હાંસ, તે શોભે નહી સારી; ગાન તાન પણ ઓરડી. ચપલતાઇ ચિત ચાતુરી. પોર પરદેશ કેપ ર ઘરે, અતિશે તે ત્યાં આતુરી. માનની કરે મદ્યપાનજા વે એકલી જાતર, પર પુરૂષના સંગ, વણસે તે સ્ત્રી મા તર. વિવીધ પ્રકારના વસ્ત્ર, ખાન પાન કો બેસે નવની નાર નિશંક. મનુષ્ય મરજાદા મેલે; નદી તળાવ દે વાડી યે, જાન માંહે જોણું જશે શામળ કહે સંગત નીચની, વ્યભિચારી વનિતા થશે.

છપા.

અગમ નિયમ અનેક, ભેખ ભગવું કેમ ભાખ્યા; શાસ્ત્ર નામ લખ, લેખ, શેખ સમજ્યુ નહી શાખ્યા; દિવ્ય દાન સન્માન, ગાનકે તાન ન તોલ્યું; રાગ રંગ શુભ સંગ, અંગ વિભો ન ચોળ્યુ; ચંદન વદન આ રાણુ અલક, સ્વપ્ને નવ જાણ્યુ સાણી, શામળ કહે સા ધન સરવ એ, નામ તાસ નારયાણી, કથા કીરતન ક રિત, નિત્યે મહારે નવ જાઉં; ધમ કર્મ શુભ શરમ પરમ પદ પલક ન પિછુ; નવ પરકારિક નેમ, અંતર એકે નવ ઇછું; સધ્યા વંદન સ્મરણ સવે, ધ્યનમાં ધારક ધણી; શામળ કહે સાધન સરવ એ, નામ તારૂ નારાયાણી.

છપા.

તાંતરસ મોઠા તોણ, અંબ રસ સ્વાદે સારો; રંગ રસ રિદ્ધ રૂપ.વિ ધારસ પુરણ પારો; ખટરસ ખાંતે ખેલ, તુરમ રસ તેથી તાજા; રાજમાન રસ રાજ, હરિ રસ રૂડો રાજા; કામ રસ કોડામણો, નેહમાં તે નર નારનો; શામળ કહે શોકામણો, જન કરણ રસ જારનો, અપછરા અઠસઠ કોડ, ઘેર નહિતમકે બારી; તોએ મુરખ મહારાજ, જુલમ અલામુ જારી; સાઠલાખ સમરથ, રાવણ ઘેર રૂડી રાણી; જારી કરમ જોખ, દેખ સીતાજી આણી; કહિયક સોસાયે સન્યા, જાપ બુદ્ધે બુદ્ધિ બળ્યા; શામળ જવાની દિવાનીયે, ચાતુર નર ચિતથી ચળ્યા, વાલે યસ્યુ વિપરીત ભાઇની

ભારજા ભોગી; ભિલી ઉપર ભાવ, ધરયો ને શીવજી જોગી, ચંદ્રનુ ચલીયુ ચીત્ત. ગમન ગોરાણી સાથે; દુરજોધન થયો દુષ્ટ, હરવા દ્રૌપદીને હાથે; એવાં અનેક અનેકમાં, રાઓ રંક ઘેર રીતીઓ, શામળ કહે તરચો સંસારમાં, જાર રસ જેણે જીતીયો; પાંડવ પરાક્રમી પાંચ, તેણે એક નારી રાખી; ભડ જીત્યા ભરથાર, શાસ્ત્ર સહુ તેના સાખી; પારાસુર પંડિત રાજ, માન મછગંધા માણી; કુંતારીએ કરણ. જણ્યો તે જુગતમાં જાણી; માકમી પાંચ એમ મગટીયા, નિરમળ જનનારીયા;શામળ કહે સ્વરગથી વેગળા જેણે આચ્યાારીયો

છપા

નિત્ય કરે વેપાર, કદી કદિ દેવાળુ દીસે; નિત્ય ઝાઝાં સન્માન, રાજ્ય કોઇ દિન રીસે; નિત્ય ચોરી થાઇ, કોઇ દિન માથુ મુકે; નિત ભણે ભરથાર, કોકદીન ચીતથી ચુકે; નિત્યે જાયે જારિએ, કોક દીન અનરથ અડે શામળ કહે સમરથી સહિત, પંડ સહીત પ્રાજે પડે, નિત્ય વોળાવુ વાટ. કોક દિન લછ લુટાએ; નિત્યે બેજે લોણ, કોક દીન કાંધુ કુટાએ; નિત્યે તરે જે નીર, કોક દિન જળમાં બુડે; નિત્ય ગણે ગિરાસ, કોક દીન કારણ ગુડે; શામળકહે અવરે મ સાંચરે, કોક દિન નિશ્ચે મરે.

છપા—એક કહીયે કરજદાર, બીજો એક મોઠો મસાણ, ત્રીજો તો ભાણેજ. ચોથો તો તસ્કર આગણ; પાંચમો પ્રાગુણ પ્રીત, છઠ્ઠુ બુદ્ધ હિણુ બાળક; સાતમો પિત દેવ આઠમો અરિકુલ કારક; નવમો નારીઅંડ નિ

